# श्रीभोजसुबोध रत्नमाला.

આ પુસ્તકમાં ભોજરાજાનું જન્મચરિત્ર, રાજ્યનીતિ અને

નીતિની વાર્તાઓ વગેરે શ્લોકના દ્રષ્ટાંતો સાથે

શુદ્ધ ગુજરાતી ભાષામાં

રચી પ્રગટ કરનાર

ગામ માતર જીલ્લે ખેડાના નિવાસી

**ભટ્ટ બળદેવરામ કૃષ્ણરામ માસ્તર.**



**મુંબઈ:**

ઓરિયેન્ટલ છાપખાનામાં છપાવ્યું.

સંવત્ ૧૯૪૪. સન ૧૮૮૮.

કિંમત રૂ ૧-૪-૦

૩૪૭૨

# શ્રીભોજસુબોધ રત્નમાલા.

આ પુસ્તકમાં ભોજરાજાનું જન્મચરિત્ર, રાજ્યનીતિ અને
નીતિની વાર્તાઓ વગેરે શ્લોકના દૃષ્ટાંતો સાથે
શુદ્ધ ગુજરાતી ભાષામાં

રચી પ્રગટ કરનાર

ગામ માતર જીલ્લે ખેડાના નિવાસી
**ભટ્ટ બળદેવરામ કૃષ્ણરામ માસ્તર.**



**મુંબઈ:**
ઓરિએન્ટલ છાપખાનામાં છપાવ્યું.

સંવત્ ૧૯૪૪. સન ૧૮૮૮.

કિમ્મત રૂ ૧-૪-૦

# अर्पणपत्र.

## શેઠ લક્ષ્મીદાસ ખીમજી, જે. પી.

ભાટિયા જ્ઞાતિમાં તમો પ્રથમ સુધારાવાળા છો; પરોપકારી
કાર્ય કરવામાં સદાજ ઉમંગીને આગ્રહી છો; સ્ત્રીકેળ-
વણીના સમર્થ હિમાયતિ છો; અને વિદ્યા તથા
વિદ્વાનના પોસીંદા છો; તેના સ્મર્ણાર્થે આ
ભોજસુબોધ રત્નમાલા નામનું
ઉત્તમ પુસ્તક સત્કારપૂર્વક
આપને અર્પણ
કરૂં છું
તે
સ્વિકારશો.

હું છું તમારો આજ્ઞાંકિત,

**બળદેવરામ કૃષ્ણરામ ભટ.**

# પ્રસ્તાવના.

ભોજરાજા અને કાલિદાસ ક્યાં અને ક્યારે થઈ ગયા, તેવિષે આ ઠેકાણે લખી જણાવવાની મને આવશ્યકતા લાગતી નથી; કારણ કે ભોજ એ એક રાજા છતાં વિદ્યા ઉપર તેનું કેવું લક્ષ હતું એટલુંજ નહીં પણ વિદ્વાનોને આશ્રય આપવામાં આજ સુધી આ જગતમાં જે તેના સુયશ ફેલાયલા છે, તેનાથી કોઈકજ માણસ અજાણ્યું હશે. ભોજ—કાલિદાસના સંવાદનો સંગ્રહ કેટલોક છપાએલો છે અને તે શિવાય બ્રાહ્મણો, ભાટ, ચારણ અને વૃદ્ધ જનોના મુખથી કેટલીક અંતઃકરણને આનંદ આપે એવી રસિક અને ઉપદેશાત્મક વાર્ત્તાઓ મારા વાંચવા અને સાંભળવામાં આવતાં આવી વાર્ત્તાઓનો સંગ્રહ કરી પુસ્તકના આકારમાં બાહાર પાડ્યો હોય તો છૂટી છવાઈ વાર્ત્તાઓનો સંગ્રહ થાય અને તે વાંચવાથી લોકોનાં અંતઃકરણ પ્રફુલ્લિત થાય એવું જાણી મેં આજ કેટલોક વખત થયાં કાલિદાસ—ભોજરાજાની વાર્ત્તાઓનો સંગ્રહ કરી તેનું **भोजसुबोध रत्नमाला** એવું નામ આપી રસિક વાચક જનોની સેવામાં નજર કર્યો છે.

આ પુસ્તકમાં ભોજરાજાનું બાળચરિત્ર, રાજ્યનીતિ, રાજ્યનો વહિવટ, ભોજરાજાનાં લગ્ન, પ્રજાને સુધારવા તરફ રાજા—રાણીનું સંપૂર્ણ લક્ષ, લશ્કરની કવાયદ, અને શિકાર રમવા ઉપર પ્રીતિવિષે અનુક્રમે અસરકારક રમુજી વાર્ત્તાઓ અને બુદ્ધિને ખિલવે એવી સમસ્યાપૂર્ત્તિઓની એવી યોજના કરેલી છે, કે, વાંચવા અથવા સાંભળવાથી ગમે તેવા વિક્ષેપવાળા માણસનું તેમાં ચિત્ત પ્રોવાયા વગર કદી રહેતું નથી; એટલુંજ નહીં પણ તે દરેક વાર્તાઓમાં પ્રસંગને અનુસરતા સંસ્કૃત શ્લોક અને તેનો ભાવાર્થ પણ તેમાં દાખલ કરેલો છે એટલા માટે કે તે સંસ્કૃત અને ગુજરાતીમાંથી ગમે તે ભાષા જાણનારને સુગમતા ભરેલું થાય.

આવાં સુબોધક અને નીતિથી ભરેલાં પુસ્તકો રાયથી માંડીને રંક પર્યંત સર્વને કેવાં અને કેટલાં ઉપયોગી થાય છે કે એ વિષે આ ઠેકાણે મારા વિચાર દર્શાવવા કરતાં તેની યોગ્ય તુલના કરવાનું હું મારા વાંચનાર સદ્‌ગૃહસ્થોની મુનસફી ઉપર મૂકુ છું.

આ પુસ્તક બનતા સુધી સુધારવાનો મેં પ્રયત્ન કરેલો છે તે છતાં પણ તેમાં વાંચનારને દોષ માલમ પડે તો તેઓ ક્ષમા કરશે એવી આશા છે; કારણ કે જેમ બને તેમ પુસ્તક સારૂં અને શુદ્ધ છપાવવા તરફ સર્વનું લક્ષ રહે છે તેમ છતાં પણ જો ભૂલ ચૂક માલમ પડે તો તેને દષ્ટિ દોષ જાણી વિદ્વાનોએ ક્ષમા કરવી એવી મારી સ્તુતિ છે.

આ પુસ્તકમાં સંગ્રહ કરેલી છૂટી છવાઈ વાતો એકત્ર કરવામાં મેં ઘણો પરિશ્રમ લીધેલો છે તેથી આ પુસ્તકને વાંચનાર સદ્‌ગૃહસ્થો પૂરતો આશ્રય આપશે તો મારા પરિશ્રમનો યોગ્ય બદલો મળ્યો એમ હું માનીશ.

મુંબઈ તા. ૧૦ મી
જુન સન ૧૮૮૮.

બળદેવરામ કૃષ્ણરામ ભટ્ટ.
ગ્રંથકર્ત્તા.



# અનુક્રમણિકા.

# श्रीभोजसुबोध रत्नमाला.

## श्रीमंगलाचरण.

शार्दूलविक्रीडित छंद.

विष्णुर्वात्रिपुरान्तकोभवतुवाब्रह्मासुरेन्द्रोथवा ।
भानुर्वाशशलक्षणोथभगवान्बुद्धोथसिद्धोथवा ॥
रागद्वेषविषार्तिमोहरहित:सत्वानुकम्पोद्यतो ।
य:सर्वै:सहसंस्कृतोगुणगणैस्तस्मैनम:सर्वदा ॥१॥

ભાવાર્થ—વિષ્ણુ અથવા શંકર, અથવા બ્રહ્મા, અથવા ઈંદ્ર, અથવા સૂર્ય કે ચંદ્રમા, અથવા સમર્થ એવા બુદ્ધ અથવા સિદ્ધ હો; પરંતુ રાગ, દ્વેષ, વિષ (ઈર્ષા) પીડા અને મોહ તેણેકરી રહિત, અને સર્વ પ્રાણિમાત્ર ઉપર દયામાં ઉદ્યુક્ત (તત્પર) તેમજ સર્વ ગુણોના સમૂહેકરીને સંસ્કાર પામેલો એવો જે, તેને હું સર્વદા નમસ્કાર કરૂં છું.

## आशीर्वचन.

उपजाति छंद.

सपातुवोयस्यजटाकलापे, स्थित:शशांक:स्फुटहारगौर: ।
निलोत्पलानामिवनालपुंजे, निद्रायमाण:शरदीवहंस: ॥

ભાવાર્થ—શરદઋતુમાં નીલકમળના નાળના સમૂહમાં નિદ્રા લેતો એવો હંસ જેમ રહેલો હોય, તેમ જેની જટાજૂટમાં સ્ફુટ હારના સરખા ગૌર ચંદ્રમા રહેલા છે એવા શંકર તમારૂં રક્ષણ કરો.

## ભોજરાજાની બાલ્યાવસ્થાની સ્થિતિ.

શ્રીઉજ્જયની નગરીમાં વિક્રમ રાજાના વંશમાં સીંધુલ નામનો મહાપ્રતાપી રાજા થઈ ગયો; તે ઘણો ધર્મિષ્ઠ અને વિદ્યાકલામાં પણ નિપુણ હતો. પરંતુ તેની વૃદ્ધાવસ્થા પર્યંત તેને સંતાનનું સુખ ન

હોતું, તેથી તે હંમેશાં શોકાગ્રવૃત્તિથી દિવસ નિર્ગમન કરતો હતો. એક દિવસે પોતે પોતાની સભા કચેરીમાં પોતાના આશ્રિત મોટા મોટા પંડિતો તથા જ્યોતિર્વિદ હતા, તેમને સત્કારપૂર્વક દરબારમાં બોલાવ્યા અને સુંદર આસનોપર બેસાડી અર્ધપાદ્યથી પૂજા કરી, ઉભય કર જોડી નમ્રતાથી પ્રશ્ન પુછયો કે, હે મહર્ષિઓ! આ વિશ્વમાં સર્વ જગત્‌ના નિયંતાએ મને અનેક તરેહના યથાયોગ્ય વૈભવ જેમ કે, રાજ્યપાટ, ધન, દોલત અને સુપ્રજા આદિ સર્વ આપ્યાં છે છતાં કંઈ પણ સંતતીનું સુખ આપ્યું નથી માટે મહારે શું કરવું? આપ જેવી આજ્ઞા આપો તેમ કરવાને હું ખુશી છું. રાજા સીંધુલનો આ યોગ્ય પ્રશ્ન સાંભળી તેમણે શંકરની આરાધના કરવાને ફરમાવ્યું; તેના પ્રતાપથી તેની સાધ્વી સ્ત્રીને પેટે ભોજ નામનો પુત્ર જન્મ્યો. આ વધામણીના માંગલિક સમાચાર દેશ પ્રદેશ ફેલાયાથી સર્વે પ્રજાનાં મન અતિ પ્રસન્ન થયાં અને પોતે પણ પરમાનંદને પામી, બંદીજન, ભાટ, ચારણ, બ્રાહ્મણો, તથા સાધુઓને હજારો રૂપૈઆ વેંહેંચી તથા ધનની (સોનું, રૂપું, મણી, માણેક, હીરા મોતી અને રત્નોની) તુલા કરી તથા હજારો સવત્સી ગાયો શણગારી બ્રાહ્મણોને ધર્મ કર્યું. આ પ્રમાણે આનંદ મંગલમાં પુત્ર શુક્લ પક્ષના ચંદ્રની પેઠે દિવસે ન વધે એટલો રાત્રે અને રાત્રે ન વધે એટલો દિવસે વધે છે; એમ કરતાં પુત્ર પાંચ વર્ષની ઉમ્મરે પોહોંચ્યો એટલામાં તેનો પિતા જે સીંધુલ તેનો અવસાન કાળ સમીપ આવ્યો. તે સમયે પોતાનો બુદ્ધિસાગર નામનો ઘણોજ શાહાણો પ્રધાન હતો તેને પાસે બોલાવી પુછયું કે, હે બુદ્ધિસાગર! તું મારો જૂનો અને વિશ્વાસુ મંત્રિ છે તો આ પ્રસંગે એકાંતમાં તને એટલુંજ પુછવાનું કે, મારૂં મરણ ઘડીએ બે ઘડીએ અથવા એક બે દિવસમાં અવશ્ય થશે, માટે મારી હૈયાતી પછી મારી ગાદીઉપર કોને બેસાડવો?—જો મારા પુત્ર ભોજને પટ્ટાભિષેક કરૂં છઊં તો તેની ઉમ્મર ઘણી નહાની છે વળી તેની બાલ્યાવસ્થા માટે છોકરવાદી બુદ્ધિ પણ ખરી; અને રાજ્યનું ભારી જોખમ ભરેલું કામ તેથી કેવળ અજાણ, માટે એનાથી રાજ્યની લગામ હાથમાં રાખી શકાય

એમ નથી. એ સઘળું છતાં એક મોટી અડચણ જેખમ ભરેલી એ છે કે, મારો કનિષ્ઠ બંધુ જે મુંજ તે મહાબલવાન્ છે તેથી તેની આંખમાં ઈર્ષા ઉત્પન્ન થશે અને તેથી કોઈ પણ પ્રપંચ રચી કુંવરને મારી નાખી પોતે રાજ્ય ગાદીનો વારસ થઈ બેસશે. કેમ કે:—

**लोभात्क्रोधःप्रभवति, क्रोधाद्द्रोहःप्रवर्त्तते ।**
**द्रोहेणनरकंयाति, शास्त्रज्ञोऽपिविचक्षणः ॥ १ ॥**

ભાવાર્થ—લોભથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી દ્રોહ કરવામાં આવે છે, અને દ્રોહ કરવાથી શાસ્ત્રોનો જાણ અને વિચક્ષણ પુરૂષ પણ નરકમાં પડે છે. વળી:—

**लोभःप्रतिष्ठापापस्य, प्रसूतिर्लोभएवच ।**
**द्वेषक्रोधादिजनको, लोभःपापस्यकारणं ॥ २ ॥**

ભાવાર્થ—લોભ એ પાપના નિવાસરૂપ છે, લોભ એ પાપની જન્મભૂમિ છે, લોભ એ દ્વેષ તથા ક્રોધ આદિને ઉત્પન્ન કરનાર છે, અને લોભજ પાપનું કારણરૂપ છે. વળી:—

**नार्थैपूरयितुंशक्यो, लोभोबहुविधैरपि ।**
**नित्यंगंभिरतोयाभि, रापगाभिरिवार्णवः ॥ ३ ॥**

ભાવાર્થ—લોભ ઘણા પ્રકારના દ્રવ્યે કરીને પણ પૂર્ણ થવાને માટે શક્તિમાન નથી, જેમકે ગંભીર પાણીવાળી નદીઓથી નિરંતર સમુદ્ર તૃપ્ત થતો નથી. તેમજ:—

**सुमहान्त्यपिशास्त्राणि, धारयंतोबहुश्रुताः ।**
**छेत्तारःसंशयानांच, लोभाग्रस्ताव्रजंत्यधः ॥ ४ ॥**

ભાવાર્થ—જે લોકો અત્યંત મોટાં એવાં શાસ્ત્રો અને વિદ્યાને સારી રીતે સમજે છે અને ગુઢ સંદેહને તોડી નાખે છે, એવા પુરૂષો પણ લાલચમાં લપેટાઈ નિચ કામો કરે છે. તે એટલે સુધી કે:—

**मातरंपितरंपुत्रं, भ्रातरंचगुरुस्तथा ।**
**लोभाविष्टोनरोहंति, स्वामिनंवासहोदरं ॥ ५ ॥**

ભાવાર્થ—પોતાનાં.મા, બાપ, છોકરાં, ભાઈ, ગુરૂ, કુટુંબી અને માલીકને પણ લોભને સારૂ મારી નાખે છે.

માટે મારો એવો વિચાર છે કે, અભિજીત મુહૂર્ત સાધીને ભાઈને સિંહાસન ઉપર બેસારવો અને ભોજને યુવરાજ સ્થાપી તેના ખોળામાં બેસારી તેને સુંપરત કરવી; આ વિચાર મને યથેષ્ટ દીસે છે તારી ધ્યાનમાં આવે છે કે કેમ ?

રાજાની આ સમયની અપાર બુદ્ધિ અને દીર્ઘ દ્દષ્ટિ બુદ્ધિસાગરના હૃદયમાં ઉતરી જવાથી "તેમ કરવું યોગ્ય છે" એવો વિચાર દરસાવી શુભ મુહૂર્ત સાધી મુંજને રાજ્યાભિષેક કર્યો અને પુત્રને યુવરાજ સ્થાપિ તિલક કરી મુંજના ખોળામાં મુકી તેનું સંરક્ષણ કરવાને સુંપરત કરી રાજ્ય તેના સ્વાધીનમાં કર્યું.

પછી થોડે દિવસે રાજા સીંધુલનો કાળ થયો. એટલે મુંજે પોતાના ભાઈના વખતના જે સારા સારા કારભારીયો હતા તેઓને પદભ્રષ્ટ કરી પોતાને અનુસરતા કારભારીઓને રાજ્યમાં દાખલ કરચા. અને બુદ્ધિસાગર જે પોતાના જ્યેષ્ઠ બંધુના વખતનો ઘણો જુનો અને વિશ્વાસુ મંત્રિ હતો તેની જગાપર વંગ (બંગાલ) દેશમાંથી પોતાના મળતિયા વત્સરાજ નામના પુરૂષને તેડાવી પોતાનો ખાસ મંત્રિ કર્યો અને બુદ્ધિસાગરને બીજા કામપર દાખલ કર્યો. અને ભોજ કુંવરને વિદ્યાભ્યાસ કરવા સારૂ એક પાઠશાળા સ્થાપન કરી ફણીન્દ્રનાથ નામના મહાપંડિતની હજુરમાં સોંપ્યો. આરીતે રાજ્યમાં ફેરફાર કરચો.

કેટલાક દિવસ ગયા બાદ રાજ્યસભામાં એક મહા વિદ્વાન અને જ્યોતિશ્શાસ્ત્રમાં કુશલ એવો જોશી આવી પોંહોચ્યો. તેને મુંજરાજાએ સન્માનથી બેસાડ્યો. પછી જોશીએ આશિર્વાદ દઈ રાજાને કહ્યું કે મને કાંઈ પુછવું હોય તો પુછો? કેમકેઃ—

**કંઠસ્થાયાભવેદ્વિદ્યા, સાપ્રકાશ્યાસદાબુધૈઃ ।**
**યાગુરૌપુસ્તકેવિદ્યા, તયામૂઢઃપ્રવાર્થ્યતે ॥ ૬ ॥**

જે વિદ્યા મુખપાઠ હોય તેનો પંડિતોએ નિરંતર સભામાં પ્રકાશ

કરવો જોઇએ. જો મૂર્ખતાથી વિદ્યાને ગુરૂની પાસે કે પુસ્તકમાં રહેવા દીધી હોય તો તે વિદ્યા સભામાં બોલતાં અટકાવે છે.

પછી તે જોશીને મુંજરાજાએ પોતાના જન્મકર્મનો આદિથી અંત સુધીનો વૃત્તાંત પુછ્યો, તે તે રાજાને તમામ વૃત્તાંત જેવો હતો તેવો સ્પષ્ટિકરણ કરી કહી સંભળાવ્યો. રાજાને સઘળા દષ્ટાંતોના ખુલાસા સાચા મળવાથી તે પંડિતને હજારો રૂપૈયાનો સરપાવ કરી વર્ષાસન બાંધી આપ્યું. પછી સભામાં બેઠેલા બુદ્ધિસાગરે ભોજરાજાની જન્મોતરી જોઇ ભોજકુમારનું ભવિષ્ય વર્તવાને કહ્યું, ત્યારે જોશીએ કુંવરને સભા કચેરીમાં બોલાવવા અર્જ કરી, એટલે રાજાએ તેને પાઠશાળામાંથી બોલાવ્યો. ભોજે કચેરીમાં આવી પોતાના પિતાસમાન કાકા જે મુંજ તેમને દંડવત પ્રણામ કરી સન્મુખ હાથ જોડી ઉભો રહ્યો. તે વખતે સર્વ સભામંડળ તેનું સુંદર સ્વરૂપ અને લાવણ્ય જોઇ ઘણું પ્રસન્ન થયું; અને મનમાં કહેવા લાગ્યા કે આ તે કોઇ ઇંદ્ર, કે બીજો કામદેવ, કે કોણ કહેવાય?

જોશીએ પણ તેનું સુંદર ગૌરગાત્ર અને લાવણ્ય જોઇ તેને પાઠશાળામાં વિદાય કરાવ્યો. અને જન્મપત્રિકા જોઇ નિચેપ્રમાણે કહ્યું કે,

**पंचाशत्पंचवर्षाणि, सप्तमासदिनत्रयम् ।**
**भोजराजेनभोक्तव्यं, सगौडोदक्षिणापथः ॥ ७ ॥**

ભાવાર્થ—પંચાવન વર્ષ સાત મહિના અને ત્રણ દિવસ સુધી ભોજરાજા ગૌડદેશસહિત દક્ષિણદેશનું રાજ્ય ભોગવશે.

આ પ્રકારનું જોશીનું બોલવું શ્રવણકરી મુંજરાજા ચતુરાઇથી પોતાનું મોહાડું ઠાવકું રાખી હસી કહાડવા જેવો ડોળ બતાવ્યો, પરંતુ પોતાના અંતરને વિષે એકદમ ધ્રાશકો (ફાળ) પડી જઇ મુખમુદ્રા શ્યામ થઇ ગઇ; પછી જોશીને વિદાય કરી મુંજ પોતાના મહેલમાં ગયો. પરંતુ ભોજના ભવિષ્યવિષેની વર્ત્તણુકથી ભૂખ અને તરસ ઉડી ગઇ તેમ આખી રાત્ર ઊંઘ પણ આવી નહીં અને વિચારરૂપી તરંગમાં શોકાગ્રવૃત્તિને પામી પોતાના મનને વિષે કહે છે કે, અરેરે! આ રાજ્યપાટ, અને ધનદોલત જ્યારે ભોજનીપાસે જશે ત્યારે હું તો

એક જીવતો મુવા જેવોજ તો; માટે કાંઇ ને કાંઇ એનો ઉપાય શોધી ક્હાડી ઘાટ ઘડવાની વેતરણ કરૂં; આ ગોઠવણ પોતાના મનમાં સિદ્ધ કરી કેટલાક દિવસ એ વાતને વિસારે નાખી.

હવે ભોજરાજા પોતાના ગુરૂ ફુણીન્દ્રનાથના હાથ નિચે કેટલેક દિવસે વ્યાકરણ, ન્યાય, ઇતિહાસ અને કાવ્યના કેટલાએક ગ્રંથોનું સારીપેઠે અધ્યયન કરી મહાન્ પંડિત જેવો બન્યો. અને જેમ જેમ ઉત્તરોત્તર અભ્યાસમાં વધતો ગયો તેમ તેમ તેનામાં નમ્રતા, સુશિ-ળતા અને દયા એ ગુણો પણ વધતા ગયા અને ક્રોધ, અભિમાન તથા દંભ આદિ દુર્ગુણોને તજી સુકીર્તિના કિરણોને ફેલાવા લાગ્યો.

કેટલાક દિવસો વિત્યા બાદ રાજા મુંજ, ભોજકુંવર શો અભ્યાસ કરે છે અને કેટલુંક શિખ્યો તેની તપાસસારૂ પાઠશાળામાં આવ્યો, તે સમયે ફુણીન્દ્રનાથે તેમને યોગ્ય આસન આપી સત્કારપૂર્વક બેસાર્યા. પછી ભોજરાજાની પરીક્ષા લીધી તો એક મહાન્‌પંડિત જેવો છ શાસ્ત્રનો જાણ અને સર્વ વિદ્યામાં કુશળ જોઇ અગાઉ કરતાં વધારે ઝાંખો પડી ગયો. અને ક્હેવા લાગ્યો કે, અરે! આ બાળકની છેક નાની ઉ-મ્મર છતાં આ અનહદ જ્ઞાન મેળવેલો અભ્યાસ એ આગળ શું નહીં કરી શકે. માટે જરૂર એના પિતાકરતાં અને મારાકરતાં પણ વધારે પરાક્રમી નિવડશે અને જોશીનું વચન સિદ્ધ થશે. માટે એનો પ્રથમથી ઘાટ ઘડાય તો ભવની ભાવટ મટી જાય. કહ્યું છે કે:—

जातमात्रंनयःशत्रुं, व्याधिंचप्रशमंनयेत् ।
अतिपुष्टांगयुक्तोऽपि, सपश्चात्तेनहन्यते ॥ ८ ॥

ભાવાર્થ—જે મનુષ્ય પોતાનો વૈરી અને શરીરમાંહેનો રોગ એ બન્નેનો પ્રગટ થતાંજ ઉપાય નથી કરતો તો તે મનુષ્ય પુષ્ટ અંગ-વાળો હોય તોપણ, વૈરી અને અંગનો રોગ અંગોઅંગ વ્યાપી જઇ (બલવાન્ થઇ) આખરે મરણને સ્વાધીન કરે છે. વળીઃ—

असूययाहतैरेवा, पूर्वोपायोद्यमैरपि ।
भर्तृणांगृह्यतेसम्प, त्सुहृद्भिर्मंत्रिभिस्तथा ॥ ९ ॥

ભાવાર્થ—સંબંધિયો અને મંત્રિયો પણ જો ઇર્ષાથી દબાઇને નવા નવા ઉપાયો અને ઉદ્યમો કરવા લાગે તો સ્વામિયોની સંપત્તિને સારી રીતે લેઇ શકે છે. માટે:—

**अपमानंपुरस्कृत्य, मानंकृत्वाचपृष्ठत: ।**
**स्वार्थंसमुद्धरेत्प्राज्ञः स्वार्थभ्रंशोहिमूर्खता ॥१०॥**

ભાવાર્થ—સમજુ મનુષ્યે અપમાનને સ્વિકારી અને માનને દૂર કરીને પણ પોતાનો સ્વાર્થ કહાડી લેવો જોઇએ, કારણ કે સ્વાર્થથી ભ્રષ્ટ થવું એજ મૂર્ખપણું છે. વળી:—

**प्राज्ञागुप्तशरीरस्य, किंकरिष्यंतिसंहता: ।**
**हस्तन्यस्तातपत्रस्य, वारीधाराइवारय: ॥ ११ ॥**

ભાવાર્થ—જેમ હાથમાં છત્ર રાખનાર માણસને વરસાદની ધારાઓ કશું કરી શકતી નથી, તેમ બુદ્ધિથી પોતાનો બચાવ કરનાર મનુષ્યને એકઠા થએલા શત્રુઓ પણ કંઇ કરી શકતા નથી. તેમજ:—

**अतिदाक्षिण्ययुक्तानां, शंकितानांपदेपदे ।**
**परापवादभीरूणां, दुरतोयान्तिसम्पदः ॥ १२ ॥**

ભાવાર્થ—જે લોકો બહુ ડાહાપણ રાખીને પગલે પગલે શક લાવ્યા કરે છે અને લોકના અપવાદથી બિહે છે તેઓની પાસેથી સંપત્તિ દૂર જતી રહે છે.

આ પ્રકારનો પોતાના મનમાં વિચાર દૃઢ કરી એ મહા દુષ્ટ કૃતઘ્ની કાકાએ પોતાના કુંવર જેવા એક મહા પ્રતાપિ આઠ દશ વર્ષની ઉમ્મરના નાહના (યુવરાજ) બાળક ભત્રિજાને અરણ્યમાં લઇ જઇ શસ્ત્રોથી મારી નંખાવવા સારૂ પોતાના નવા રાખેલા વત્સરાજ નામના મંત્રિને પોતાની ખાનગી બેઠકશાળામાં બોલાવીને કહ્યું જે, તમો મારા પરમ વિશ્વાસુ મિત્ર છો, તેમ મારા સુખ દુ:ખમાં ભાગ લેતા આવ્યા છો, વળી તમે જે કામ કરી શકો છો તે અન્ય પુરૂષથી બની શકવું મુશ્કેલ છે એમ સમજી તમને બોલાવ્યા છે; માટે તમોને એ-

ટલુંજ કહેવાનું જે, આજની મોડી રાત્રે ભોજને અઘોર અરણ્યમાં લઈ જઈ ઠાર મારી નાખી એનું મસ્તક લાવી મને દરસાવો.

પછી વત્સરાજે ઉભો થઈને રાજા આગળ પ્રણામ કરી કહ્યું કે, મહારાજ હું આપની આજ્ઞાને માથે ચઢાવું છું તોપણ આપે મને માનપાત્ર કરી રાખ્યો છે તેથી હું કાંઈક બોલવાની ઈચ્છા રાખું છઊં માટે મારૂં વચન અપરાધ ભરેલું જણાય તોપણ તેની મને ક્ષમા કરશો.

**भोजेद्रव्यंनसेनावा, परिवारोबलान्वितः ।**
**परंपोतइवास्तेऽद्य, सहन्तव्यःकथंप्रभो ? ॥ १३ ॥**

ભાવાર્થ—મહારાજા! ભોજની પાસે દ્રવ્ય નથી, સેના નથી અને બલવાન માણસો પણ નથી, એતો હમણાં માત્ર આપના બાળક જેવો છે તો તેને શા માટે મારવો પડે છે?

**पारंपर्यइवासक्त, स्त्वत्पादउदरंभरिः ।**
**तद्वधेकारणंनैव, पश्यामिनृपपुंगव ॥ १४ ॥**

ભાવાર્થ—હે રાજાઓમાં ઉત્તમ! એ ભોજ તો પરંપરા દાસની પેઠે આપના ચરણને આધીન રહીને પેટ ભરે છે, માટે તેને મારવામાં કશું કારણ જણાતું નથી.

પછી મુંજરાજાએ વત્સરાજ આગળ જોશીની હકિકત કહી સંભળાવી તે ઉપરથી હસીને મંત્રિએ રાજા આગળ કહ્યું. હે રાજેન્દ્ર!

**त्रैलोक्यनाथोरामोऽस्ति, वसिष्ठोब्रह्मपुत्रकः ।**
**तेनराज्याभिषेकेतु, मुहूर्त्तःकथितोभवत् ॥ १५ ॥**

ભાવાર્થ—શ્રીરામચંદ્રજી ત્રૈલોક્યના નાથ હતા, વસિષ્ઠમુનિ બ્રહ્માના પુત્ર હતા અને તેમણેજ રામચંદ્રજીને રાજ્યાભિષેક કરવાનું મુહૂર્ત જોયું હતું.

**तन्मुहूर्तेनरामोऽपि, वनंनीतोऽवनींविना: ।**
**सीतापहरोऽप्यभव, द्वैरिंचवचनंवृथा ॥ १६ ॥**

ભાવાર્થ—એમ છતાં પણ તેજ મુહૂર્તમાં રામચંદ્રજીને રાજ્ય નહીં

મળતાં ઉલટું વનમાં જવું પડ્યું અને ત્યાંહાં વળી સીતાજીનું હરણ પણ થયું; તો એ પ્રમાણે બ્રહ્માના પુત્રનું વચન પણ મિથ્યા થયું.

ज्ञातःकोऽयंनृपश्रेष्ठ, किंचिज्ज्ञउदरंभरिः ।
यदुक्त्यामन्मथाकारं, कुमारंहंतुमिच्छसि ॥ १७ ॥

ભાવાર્થ—ત્યારે હે રાજાધિરાજ! એ કાંઈ ભણેલો પેટભરો જોશી તે કોણ માત્ર છે, કે જેના કહેવા ઉપરથી તમે કામદેવ સરખા કુંવરને મારી નાખવા ઈચ્છો છો. વળીઃ—

किंच—किन्नुमेस्यऽदिदंकृत्वा, किन्नुमेस्यादकुर्वतः ।
इतिसंचित्यमनसा, प्राज्ञःकुर्वितवानवा ॥ १८ ॥

ભાવાર્થ—કહ્યું છે કે, આ કરવાથી મને શું થશે અને નહી કરવાથી શું થશે એમ મનથી વિચાર કરીને પછી સમજુ પુરૂષે તે કામ કરવું.

उचितमनुचितंवा कुर्वताकार्य्यजातं ।
परिणतिरवधार्या यत्नतःपंडितेन ॥
अतिरभसकृतानां कर्म्मणामाविपत्ते ।
र्भवतिहृदयदाही शल्यतुल्योविपाकः ॥ १९ ॥

ભાવાર્થ—યોગ્ય અથવા અયોગ્ય કામ કરવા પહેલાં સમજુ મનુષ્યે પ્રયત્નપૂર્વક તેના પરિણામનો વિચાર કરવો જોઈએ, કારણ કે જે કામો વિચારયા વગર બહુ વેગથી કરવામાં આવે તેનો પરિણામ સાલ જેવો અને મરણ પર્યંત હૃદયને બાળનારો થાય છે.

किंच—येनसहासितमशितं, हसितंकथितंचरहसिविस्रब्धं ।
तंप्रतिकथमसतामपि, निवर्त्ततेचित्तमामरणात् ॥२०॥

ભાવાર્થ—વળી પણ કહેવાય છે કે જે માણસની સાથે બેઠક, ભોજન, હાસ્ય અને એકાંતમાં વિશ્વાસથી વાતો કરી હોય તે માણસ ઉપરથી મરતા સુધી નીચ માણસોનું મન પણ કેમ રૂચી રહિત થાય.

વળી આપે વિચારવું જોઈએ કે, ભોજને મારી નાખવામાં આવશે તો વૃદ્ધ સીંધુલરાજાની પ્રીતિના પાત્રરૂપ મહાવીરો કે જેઓ તમારાજ

સંમતમાં રહેલા છે તેઓ પ્રચંડ મોજાવાળા સમુદ્રોની પેઠે તમારા નગરને પાયમાલ કરી દેશે. લાંબા કાળથી તમારાં મુળાં રાજ્યમાં જામી ગયાં છે છતાં સર્વ પ્રજા ભોજનેજ રાજા જાણે છે. વળીઃ—

सत्यपिचसुकृतकर्म्मणि, दुर्नीतिश्चेत्श्रियंहरत्येव ।
तैलैसदोपयुक्तां दीपशिखांविदलयतिहिवातालिः ॥२१॥

ભાવાર્થ—પુણ્યકર્મ અવશેષ છતાં પણ જો અનીતિ કરવામાં આવતી હોય તો તે અનીતિ લક્ષ્મીને અવશ્ય હરી લે છે. જેમકે દીવાની જ્વાળાને સર્વદા તેલનો સંબંધ રાખતાં છતાં પણ પવનનો ઝપાટો તેને બુઝાવી નાખે છે.

માટે હે રાજન્! પુત્રનો વધ કરવો એ કોઇ રીતે પણ લાભકારી નથી.

એપ્રમાણે વત્સરાજનું વચન સાંભળી મુંજરાજા રીસ ચઢાવીને બોલ્યો કે તુંજ મારા રાજ્યનો ધણી દેખાય છે તું કાંઇ સેવક નથી.

स्वाम्युक्तेयोनयतते, सभृत्योभृत्यपाशकः ।
तज्जीवनमपिव्यर्थं, अजागलकुचाविव ॥ २२ ॥

ભાવાર્થ—જે નોકર ધણીનું કહ્યું માનવામાં કાળજી ન રાખે તે નોકર નહીં પણ અધમ નોકર કહેવાય. માટે બકરીના ગળાના આંચળની પેઠે તે નોકરનું જીવવું પણ વ્યર્થ છે. પછી રાજા મુંજના મુખનાં આવાં વચનો સાંભળી વત્સરાજ થંડો બરફ જેવો થઇ ગયો અને મનમાં શોચ કરતો કેહેવા લાગ્યો કે, ખચિત આવા મૂર્ખ અને અવિચારી મનુષ્ય કોઇ વખતે હાની પોહોંચાડે. કહ્યું છે કેઃ—

किंदुस्सहंतुसाधुनां, विदुषांकिमपेक्षितं ।
किमकार्य्यंकदर्य्याणां, दुस्त्यजंकिंधृतात्मनाम् ॥२३॥

ભાવાર્થ—કાહાયર થએલું મનુષ્ય ધારે તો બુરૂ કામ કરી શકે, જીતેંદ્રિય પુરૂષ મનપર લે તો ગમે તે વિષયનો ત્યાગ કરી શકે, અને સાધુજનો ગમે તેવી આપત્તિમાં આવી પડે તો તે સહન કરી શકે છે. એજ પ્રમાણે વિદ્વાનને કશી અપેક્ષા હોતી નથી. વળીઃ—

उपदेशोहिमूर्खाणां, प्रकोपायनशांतये ।
पय:पानांभुजंगानां, केवलं विषवर्द्धनं ॥ २४ ॥

ભાવાર્થ—મૂર્ખ મનુષ્યને ઉપદેશ કરવાથી ઉલટો બળે છે પરંતુ શાંત થતો નથી. જેમકે સર્પને દુધ પાવાથી કાંઈ સારૂ થતું નથી પણ કેવળ વિષનોજ વધારો થાય છે.

આવો વિચાર ધારી વત્સરાજે સમય પ્રમાણે વર્તવું, એ નિશ્ચય કરી ચુપ રહ્યો. પછી સર્વ જગત્‌ને પ્રકાશ આપનાર સૂર્ય પશ્ચિમ દિશામાં લટકતાં જાણે કોપાયમાન થએલો કાળ ન હોય એવો વત્સરાજને ઊંચા મહેલના ભાગ ઉપરથી ઉતરતો જોઈ સભાસદો કે જેઓ ભેળા થએલા હતા તેઓ સઘળા ભયને લીધે પોતપોતાને ઘેર જતા રહ્યા. પછી તેણે પોતાના ઘરના રક્ષણને માટે પોતાના સેવકોને મોકલી રથને ભુવનેશ્વરીના દેવળની દિશા તરફ રાખી ભોજના ગુરૂ કૃણીન્દ્ર-નાથને બોલાવા સારૂ એક સેવકને મોકલ્યો. એ સેવકે જઈને પંડિતને કહ્યું કે, 'મહારાજ! આપને વત્સરાજ બોલાવે છે.' એ વચન સાંભળી ગુરૂ તો જાણે વજ્રથી ઘવાયો ન હોય એમ ઘભરાઇ જતાં તેનો હાથ પકડી વત્સરાજનો સેવક પંડિતને પ્રધાનનીપાસે તેડી ગયો. ચતુરાઈવાળા વત્સરાજે તેને પ્રણામ કરીને કહ્યું કે, પં-ડિતજી! રાજકુમાર જયંત (મુંજ રાજાના પુત્ર) ને પાઠશાળામાંથી બોલાવો. પંડિતે જયંતને બોલાવવાને વાસ્તે માણસ મોકલતાં જ-યંત ત્યાંહાં આવ્યો, તેને કાંઈ પાઠવિષે સવાલ જવાબ પુછી પાછો મોકલાવી ભોજકુમારને બોલાવવા માણસ મોકલ્યું; ભોજરાજાને ભવિષ્યના બનાવની વર્તણુકની સહેજસાજ કાને વાત આવેલી હતી તેથી પોતે કોપથી જાણે સળગતો અગ્નિ હોય તેવો લાલ ચોળ ને-ત્રથી બહાર વત્સરાજ પાસે આવીને અરે પાપી! અરે દુષ્ટ! હું કે જે રાજાનો મુખ્ય રાજકુમાર છું તેને રાજાના ઘરમાંથી બહાર બોલા-વવાને તારી શી સત્તા છે,? એમ કહી પોતાના પગમાંથી મોજડી કાહાડી વત્સરાજના માથામાં મારી. પછી વત્સરાજ બોલ્યો કે હે ભોજ! હે યુવરાજ! અમે તો રાજાની આજ્ઞાને તાબે છીએ એમ

કહી ભોજને રથમાં બેસાડી નાગી તરવારના પહેરાના મધ્યમાં રાખી વત્સરાજે રથને તુરત ભુવનેશ્વરીના મંદીરની દિશા તરફ હંકાર્યો. ભોજને પકડેલો જોઈ નગરની સઘળી પ્રજામાં ભારે કોળાહળ મચી રહ્યો. સીપાઈઓ શું છે ? શું છે ? એમ પોકાર મારતા આવી ભોજને મારવા લઈ જતા જોઈને કેટલાક હાથીઓની શાળામાં, કેટલાક ઘોડાઓની પાયગામાં અને કેટલાક રથોની શાળામાં પેસીને રાજાના માણસોને મારવા લાગ્યા. પછી દરવાજા આગળ તથા દરબારની દેવડી આગળ કેટલાક શોહેરની બહારની જગામાં એ રીતે શોહેરના સર્વે ભાગમાં ભેરી, ઢોલ, રણશીંગ અને ડંકા આદિ વાદિત્રોના શબ્દોના આડંબરથી આકાશ ગર્જવા લાગ્યું. અને ધારાનગરીમાં બ્રાહ્મણો, રાજકુમાર, રાજાના સેવકો, અને બીજા કેટલાક શૂરવીરો, ચળકતી વિજળીના સરખી તરવારોથી, કેટલાએક ભાલાઓથી અને મુદ્ગરોથી કતલ ચલાવી પોતાના પ્રાણ ખોવા લાગ્યા.

આવું મહાભયંકર શોહેરમાં તોફાન જાગવાથી મેહેલમાં જગદંબારૂપ (દેવીના સરખી) ભોજકુંવરની માતુશ્રી સાવિત્રી બેઠી હતી તેણે દાશીઓ વગેરેને પુછ્યું તો ભોજવિષેનો ત્રાસદાયક સમાચાર સાંભળ્યો. કે તુરત માથાના કેશ ચુંટતી, છાતી કુટતી અને શ્રોણીતરૂપી આંસુ નિગાળતી કહેવા લાગી કે, અરે દીકરા! આજ તને તારા કાકાએ આ દશાએ પોંહોંચાડ્યો ? અરે! મેં તારા કલ્યાણને વાસ્તે જે જે વ્રત, નિયમો અને ઉપવાસો કરચા હતા તે શું સગળા વ્યર્થ ગયા? અરે દીકરા! આજે મને દશેદિશાઓ ઉજડ અને મહાભયંકર દિસે છે; હે દીકરા! તારા જવાથી સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ જગત્‌ના નિયંતાએ આજે સર્વ સંપત્તિઓનો નાશ કરી નાખ્યો ? દીકરા! આજે આ દાસીઓનાં માથાં કપાઈ ગયાં તે તું જો. એમ વિલાપ કરી પૃથ્વીઉપર મૂર્છા ખાઇને પડી.

પછી જાણે ધુંધવતા અગ્નિથી ઉત્પન્ન થએલા ધુમાડાના સમૂહ જેવા રંગથી આકાશમાં જ્યારે અંધારૂં થયું અને ઘોર અરણ્યમાં આવી પોંહોંચ્યા ત્યારે વત્સરાજે ભોજકુમારને રથમાંથી નીચે ઉતારી કહ્યું કે

હે ભાઈ! સેવક લોકોના ઈષ્ટદેવરૂપ આપ રાજાજ છે, તો આ પ્રસંગે તમારા આગળ મને ખુલાસો કરવાને કંઈ પણ અયુક્ત દીસતું નથી. એમ કહી રાજકુમારને અમુક દિવસે મુંજની કચેરીમાં જ્યોતિશ્શાસ્ત્રીએ આવીને તમારાવિષેનું જે ભવિષ્ય (ભોજને રાજ્યની પ્રાપ્તી થશે અને ઘણા વર્ષ તે રાજ્ય ભોગવશે) કહી સંભળાવેલું તે ઉપરથી ભય પામી તમારો વધ કરવાની અમોને આજ્ઞા કરી છે માટે હે પુત્ર! (કહેતાં જીભ કપાય છે તોપણ લાચારીથી કહેવું પડે છે.) આ પ્રસંગે તમો તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરી લ્યો. આટલું કહેતાં ભોજ બોલ્યો.

**रामेप्रव्रजनंबलेर्नियमनं पाण्डोःसुतानांवनम् ।**
**वृष्णीनांनिधनंनलस्य नृपतेराज्यात्परिभ्रंशनम् ॥**
**कारागारनिषेवणंचमरणं संचिंत्यलंकेश्वरे ।**
**सर्वःकालवशेननश्यतिनरःकोऽवापरित्रायते ॥ २५ ॥**

ભાવાર્થ—રામને વનવાસ થયો હતો, બળિરાજાને બંધાવું પડ્યું હતું, પાંડવોને વન સેવવું પડ્યું હતું, યાદવો પરસ્પરથી લઢીને નાશ પામ્યા હતા, નળ રાજા રાજ્યથી પદભ્રષ્ટ થયો હતો, અને રાવણ સરખાને સહસ્રાર્જુનના બંધીખાનામાં રહેવું પડયું હતું, તો એ સઘળાનો વિચાર કરીને હું જોઉ છું તો સર્વે લોકો કાળનેજ લીધે દુઃખી થાય છે. કાળના કર્તવ્યમાંથી કોઈ પણ રક્ષણ કરી શકતું નથી.

**विकटोर्व्यामप्यटनं, शैलशिलारोहण मपांनिधेस्तरणम् ।**
**निगडंगुहाप्रवेशो, विधिपरिपाकः कथन्नसन्तार्य्यः ॥ २६ ॥**

ભાવાર્થ—દૈવના પરિણામને લીધે વિકટ ભૂમિમાં ફરવું પડે, પર્વતોની શિલાઓ ઉપર ચઢવું પડે, સમુદ્રને તરવો પડે, બેડીઓમાં (બંધીખાનામાં) પડવું પડે અને ગુફાઓમાં પણ બેસવું પડે; માટે દૈવની ગતિનું કોઈ રીતે પણ ઉલ્લંઘન થઈ શકતું નથી. તેમજઃ—

**पंचेतानीहसृज्यंते , गर्भस्थस्यैवदेहिनः ।**
**आयुःकर्माचवित्तंच, विद्यानिधनमेवच ॥ २७ ॥**

ભાવાર્થ—જે વખતે મનુષ્ય ગર્ભમાં આવે છે તે સમયે તેને સારૂં

આયુષ્ય, કર્મ, ધન અથવા સંપત્તિ, વિદ્યા અને નિર્ધનપણું એવી પાંચ વસ્તુઓ મુકરર કરી રાખી છે. માટે તેમાં ફેરફાર કરવાને કોણ સમર્થ છે ? વળીઃ—

सहिगगनविहारिकल्मषध्वंसकारी ।
दशशतकरधारीज्योतिषांमध्यचारी ॥
विधुरपिविधियोगात्ग्रस्यतेराहुणाऽसौ ।
लिखितमपिललाटेप्रोज्झितुकःसमर्थः ॥ २८ ॥

ભાવાર્થ—આકાશમાં ગતિ કરનારો અને અંધકારનો નાશ કરનાર હજાર કિરણ અને નક્ષત્ર મંડળમાં ચાલનારો એવો જે ચંદ્રમા, તે પણ દૈવના યોગને લીધે રાહુના ગ્રાસથી તેને ગ્રહણ લાગે છે, અને નિસ્તેજ થઈ જાય છે માટે લલાટમાં લખેલો આંક મિથ્યા કરવાને કોણ સમર્થ છે? પછી તેણે છેલો આ શ્લોક કહ્યોઃ—

योमेगर्भगतस्यादौ, वृत्तिकल्पितवान्पयः ।
शेषवृत्तिविधानेषु, सोयंसुप्तोमृतोऽस्तिकिम् ॥ २९ ॥

ભાવાર્થ—જે ઈશ્વરે મારી માતાના ગર્ભમાં હું જે વખતે હતો તે સમયે મારે સારૂ પ્રથમથી દૂધ ઉત્પન્ન કરી રાખ્યું હતું, એ ઈશ્વર હવે બાકીની આવશ્યકતામાં મારૂં સંરક્ષણ કરવાને શું સુઈ ગયો ? અથવા શું મરણ પામ્યો ?

માટે હે વત્સરાજ ! મારૂં ભાવીમાં એમજ સર્જેલું હશે તેથી એમાં કંઈ તુને દોષ આપ્યા જેવું નથી. નિમકહલાલ સેવકોનો ધર્મ છે કે, માલિક અથવા પોતાના વડીલ હોય તેઓની આજ્ઞા પાળવી. જેમ પરશુરામે પોતાના પિતાનું વચન પાળવાને પોતાની પ્યારી જનેતાને મારી નાખી; સૂર્યવંશી દશરથરાજાના ચોકમાં વિહાર કરનારા અયોધ્યાના પતિ શ્રીરામચંદ્રજીએ પોતાના પિતાનું વચન રાખવાને ચૌદ વર્ષ અરણ્યમાં નિવાસ કીધો, તેમજ લક્ષ્મણજીએ પોતાના જ્યેષ્ઠ બંધુ શ્રીરામચંદ્રજીનું વચન પ્રમાણ રાખવાને તેમની સ્ત્રી સીતાને અરણ્યમાં મૂકી આવ્યા, માટે મારા કાકાએ તમને

જે હુકમ ફરમાવ્યો છે તે તમે સુખેથી અમલમાં લાવો. પરંતુ મારા કાકાએ મારેવિષે જે આજ સુધી મમતા અને પ્યાર બતાવેલો તથા સારા સારા અમૃત સમાન પદાર્થો ખવરાવી મારૂં રક્ષણ કરેલું તે ગુ-ણનો ઓશીંગણ થવાને સારૂ એક ટુંકમાં પત્ર લખી આપું તે કૃપા કરી એમને હાથોહાથ પોહોંચાડો તો આજે મારો પ્રાણ સદ્દ્ગતીને પામે. આ પ્રકારનું કુંવરનું બોલવું પ્રમાણ રાખી પત્ર લખવાની રજા આપી. પછી ભોજે એક વડનું પાત્રુ મંગાવી પોતાની ઝંગા ચીરી તે-માંથી લોહી કાહાડી શાહીને ઠેકાણે વાપરી તે વતી એક પત્ર લખી મંત્રિના હાથમાં તે વટપત્ર મૂક્યું. પછી નિર્ભયથી પોતાનો શીરચ્છેદ કરવાને વત્સરાજને ફરમાવ્યું. આહા ! શું એની દૃઢતા અને હિમ્મત! ભોજનું આ પ્રકારનું ધૈર્ય અને તેની પૂર્ણ દૃઢતા જોઈ વત્સરાજને મોટું આશ્ચર્ય લાગ્યું; અને પોતાના મન સાથે કહેવા લાગ્યો કે,

**उद्यमंसाहसंधैर्यं, बलंबुद्धिःपराक्रमः ।**
**षडेतेयस्यविद्यंते, तस्माद्देवोपिशंकते ॥ ३० ॥**

ભાવાર્થ—ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બલ, બુદ્ધિ અને પરાક્રમ એ છ સાધનો જે પુરૂષનામાં દૃઢ વસી રહ્યાં છે, તે પુરૂષથી ઈશ્વર પણ શંકા પામે છે.

માટે હે રાજકુમાર ! તમારી અપાર ધીરજ દેખીને આપના ઉપર ઘાત કરવાને અમારો કોઈનો હાથ ઉપડતો નથી એટલું કહેતાં મં-ત્રિના નેત્રોમાંહેથી અશ્રુની ધારાઓ એક વહેતા ઝરાની માફૂક વહેવા લાગી; અને કંપાયમાન દીલથી પોતાના હાથમાંથી તરવાર નીચે પૃથ્વીપર પડી ગઈ. તે વખતે તેને આ રીતે સ્મર્ણ થયું કે,

**एकएवसुहृद्धर्मो, निधनऽप्यनुयातियः ।**
**शरिरेणसमंनाशं, सर्वमन्यच्चगच्छति ॥ ३१ ॥**

ભાવાર્થ—શરીરની સાથે સર્વ વસ્તુઓનો નાશ થઈ જાય છે, માત્ર એક ધર્મજ સાથે આવે છે તો હું આ એક અનિત્ય દેહની હત્યા શા માટે લેઊં.

**नततोहिसहायार्थे, मातामार्याचतिष्टति ।**
**नमित्रपुत्रौनज्ञाति, र्धर्म्मस्तिष्ठतिकेवलः ॥ ३२ ॥**

ભાવાર્થ—મુવા પછી મા, સ્ત્રી, મિત્ર, પુત્ર, કે જ્ઞાતી કોઈ પણ સહાયતા દેવા ઉભાં રહેતાં નથી કેવળ ધર્મજ સહાયતા કરે છે.

**अनित्यानिशरीराणी, विभवोनैवशाश्वतः ।**
**नित्यंसंन्निहितोमृत्यु, कर्तव्योधर्मसंग्रहः ॥ ३३ ॥**

ભાવાર્થ—શરીર અને સંપતિ તો અનિત્ય છે, અને કાળે સદા ઘેરી લીધાં છે માટે સર્વથી ઉત્તમ એજ છે કે, સર્વે તજી કેવળ ધર્મ કરવો.

પછી વત્સરાજ એ પ્રમાણે વિચાર કરીને લાગલોજ કુંવરના ચરણમાં નમી પડ્યો અને કહેવા લાગ્યો કે, મને ધિક્કાર છે જે, હું આપના કાકાના કહ્યાથી આપનો ઘાત કરવાને તૈયાર થયો. આ વચન સાંભળી ભોજકુંવર વત્સરાજના મનનો નિષ્કપટ પ્રીતિનો સંપૂર્ણ ભાવ દેખી તેની કોટે વળગી પડી હૃદયાલીંગન દેઈ વત્સરાજને કહેવા લાગ્યો કે, હે મંત્રિ ! તમો એ વાતનો મનમાં શોચ કે ચીંતા ધરશો નહીં; પછી ભોજકુમારને મોડી રાત્રે રથમાં બેસારી પોતાના ઘરમાં એક અગોપ ભોયરૂં હતું તેમાં સંતાડ્યો.

આહા ! શું ઈશ્વરની અદ્ભુત લીલા ! જુઓ ઈશ્વર કેવું રક્ષણ કરનાર છે !

**अरक्षितंतिष्ठतिदैवरक्षितं, सुरक्षितंदैवहतंविनश्यति ।**
**जिवत्यनाथोपिवनेविसर्जितः, कृतप्रयत्नोपिग्रहेनजीवति ॥ ३४ ॥**

ભાવાર્થ—પરમાત્મા જેનું રક્ષણ કરનાર છે એવા પુરૂષને ચહાય તો અઘોર અરણ્યમાં છોડીદ્યો તો ત્યાંહાં પણ તે બચે છે; અને દૈવ જેને મારવો ધારે છે એવાને તેના ઘરમાં હજારો ઉપાયથી તેનું રક્ષણ કરશે તો પણ તે જીવવાનો નથી. માટે ઈશ્વરની અકળ ગતી છે.

**अम्भोधिस्थलतांस्थलंजलधितां, धूलीलवःशैलतां ।**
**मेरुर्मृत्कणतांतृणंकुलिशतां, वज्रंतृणप्रायतां ॥**

**वन्हि:शीतलतां हिमंदहनता, मायाति यस्येच्छया ।**
**लीलादुर्ललिताद्भुतव्यसनिने, देवायतस्मैनम: ॥ ३५ ॥**

ભાવાર્થ—અઘટિત ઘટના કરવાના અદ્ભુત વ્યસનવાળા પરમાત્મા કે જેમની ઈચ્છાવડે સમુદ્ર સ્થળરૂપ, સ્થળ સમુદ્રરૂપ, રજની કણીયો પર્વતરૂપ, મેરૂપર્વત માટીની કણીયોરૂપ, ખડ (ઘાસ) વજ્રરૂપ, વજ્ર ખડ અથવા ઘાસરૂપ, અગ્નિ શીતળ હીમરૂપ અને હીમ અથવા બરફ તે અગ્નિરૂપ થઈ જાય છે; એવા મહા બળવાન્ પ્રભુ તમોને પ્રણામ કરૂં છું.

પછી વત્સરાજે રાજાના ભયથી રાજકુમાર ભોજનું તેનાજ જેવું કર્ત્રીમ માથું બનાવી રૂમાલથી લપેટી રાજાને દૂરથી દેખાડ્યું અને બોલ્યો, મહારાજ! કાર્ય સિદ્ધ કરી આવ્યા. રાજાએ પ્રસન્ન વદનથી મસ્તકને જોઈ દટાવી દેવાનો હુકમ કર્યો. પછી રાજાએ વત્સરાજને પાસે બેસાડીને પુછ્યું કે, હે મંત્રિ! ભોજે મરતી વખતે તુંને કાંઈ કહ્યું હતું? ત્યારે તેણે રાજાને ભોજનો આપેલો વટવૃક્ષના પાત્રા ઉપર રૂધિરથી લખી આપેલો પત્ર તેના કરમાં મૂક્યો. પછી તે પત્રને એકાંતમાં લઈ જઈ વાંચ્યો તેમાં એવું લખ્યું હતું જે,

**मांधातासुमहीपति:कृतयुगेलंकारभूतोगत: ।**
**सेतुर्येनमहोदधौविरचित:क्वासौदशास्यान्तक: ॥**
**अन्येचापियुधिष्ठिरप्रभृतयोह्यस्तंगताभूपते ।**
**नैकेनापिसमंगतावसुमतीमन्येत्वयायास्यति ॥ ३६ ॥**

ભાવાર્થ—સતયુગને વિશે ભૂમિના ભૂષણરૂપ મહા પ્રતાપિ રાજા માંધાતા, ત્રેતાયુગમાં શ્રીરામચંદ્રજી જેમણે સમુદ્રઉપર સેતુ બાંધી રાવણને માર્યો. અને દ્વાપરયુગમાં યુધિષ્ઠિર આદિ મહા પ્રતાપિ રાજાઓ થઈને મરી પણ ગયા; કહો, એ રાજાઓ આજે ક્યાંહાં છે! એઓમાંના કોઈપણ રાજાની સાથે પૃથ્વી ગઈ નહીં, તથાપિ હું જાણું છું કે, હે કાકા! હે રાજા મુંજ! આ પૃથ્વી તારી સાથે જરૂર આવશે. પરંતુ,—

**यौवनंधनसंपत्तिः, प्रभुत्वमविवेकता ।**
**एकैकमप्यनर्थाय, किमुयत्रचतुष्टयं ॥ १७ ॥**

**ભાવાર્થ**—જ્યાહાં જુવાની, ધન અથવા સંપતિ, પ્રભુતા અને અવિવેકતા એ ચારમાંથી એક વસ્તુ હશે ત્યાં અનર્થ નીપજે છે, તો જ્યાં ચારે વસ્તુ હોય ત્યાંહાં તો પુછવુંજ શું ?

આવા હૃદયભેદક શ્લોક વાંચ્યા કે તુરત રાજા મુંજ શોકાર્ણવમાં અચેત થઈ પડ્યો અને થોડીવારે શુદ્ધિ આણી અપાર પસ્તાવા સાથે નિગળતી અશ્રુ ભરી આંખોથી કેહેવા લાગ્યો કે, અરે! મેં આ કેવું દુષ્ટ અઘોર ઘાતકી કર્મ કર્યું. હાય! હાય! મેં કૃતઘ્નિ પાપીચંડાળે એક ખીલતી વયના અમૂલખ હીરાને વિનાપરાધે શા માટે મરાવ્યો ! અરેરે ! આ પાપકર્મથી કોણ જાણે મારી કેવી ગતિ થશે. અને મારી રાંકડી પ્રજા આ મારાં કુત્સિત કૃત્યો શ્રવણ કરશે ત્યારે મને શું કેહેશે ? અરે એ પાપી પ્રાણ ! હવે આ ઘટમાં તારૂં કાળું મોહું કરી શા માટે બેસી રહ્યો છે ! હે કુબુદ્ધિના આપનારા ! હવે મારી એકોતેર પેઢીને તેમની પાછળ અંજલી (ચમચી, આછમની) ભરીને પણી પાનાર એના જેવો સપુત એકે રહ્યો નહી, તેં આ શો ગજબનો ગેબી ઘા મારચો. બસ તું નિકળ આ ખોળિયામાંથી, અરે મારા કુળદીપક ભોજ ! શિવ! શિવ! શિવ!! હરી, હરી, હરી !! હવે એ કામ કુંવરના શરદ્ઋતુના પૂર્ણ ખીલેલા ચંદ્રસરખા મુખનું અવલોકન કદી મને થવાનું છે ! આહા! શું એનું ડહાપણ! કેવું એનું લાવણ્ય! અને કેવી એની ગંભીરતા ! એ સર્વે એના પ્રથમના શ્લોકના દષ્ટાંતોજ દેખાડી આપે છે. અરે ! એ પોતે લખે છે કે, આ સૃષ્ટિઉપર એટલે માર્મિકમાં આ ગાદી ઉપર હજારો છત્રપતિ વીર પુરૂષો થઈ ગયા અને હવે પછી હજારો થઈ જશે, તો શું અહિયાંથી તેમાંના કોઇ પણ કંઈ લઈ ગયા (નહીંજ). માટે હે મૂર્ખ! તું પણ એમાંનું કંઈપણ છાતીએ બાંધીને લઈ જવાનો નથીજ, આ સર્વ મિલકત અહિંજ રહેવાની છે, માટે તેં જે મને વિનાપરાધે મારી નંખાવવાનું અઘોર ઘાતકી કામ કર્યું તેનો પસ્તાવો શું તને પાછળથી ખમવો નહી પડે ! ખરે તે ખામુખા

તેમજ થયું. એમ કહી એકદમ મૂર્છા ખાઈ પૃથ્વીપર પડ્યો. તેવાજ તેની પાસેના મનુષ્યોએ (વત્સરાજઆદિએ) ધીમે ધીમે તેનાપર ગુલાબ જળ છાંટી તેને સાવધ કર્યો અને દિલાસો આપ્યો. પરંતુ બહાવરો બની ગએલો, મંત્રિને તથા બીજા પાસેના મનુષ્યોને દૂર કરી એકદમ પોતાની કમ્મરમાંથી તરવાર કહાડી પોતાને હાથે પોતાનો શિરચ્છેદ કરવાને જેવો હાથ ઊંચો કરે છે તેવોજ બીજા માણસોએ તેનો હાથ પકડી લઈ એકદમ તરવાર છીનવી લીધી. પછી તેનો ક્રોધાગ્નિ શાંત પાડીને તેના આગળ વત્સરાજ હાથ જોડી ક્ષમા માગી બોલવા લાગ્યો કે, હે રાજાધિરાજ! હે ગરીબનવાજ! કહ્યું છે કેઃ—

**अवश्यंभाविनोभावा, भवंतिमहतामपि ।**
**नग्नत्वंनीलकंठस्य, महाहीशयनंहरेः ॥ २८ ॥**

ભાવાર્થ—જે થવા કાળ વસ્તુ છે તે થવાનીજ, પછી મોટા હોય કિંવા નહાના; જેમકે શંકર, (કે જેના જામદારખાનાપર કુબેર સરખા તો ભંડારી છે તથાપિ) તેમને સદાકાળ નગ્ન રહેવું પડે છે, અને શ્રી-વિષ્ણુ ભગવાન્ (કે જેના ચરણકમલનું નિરંતર લક્ષ્મિ સેવન કરે છે તથાપિ) તેમને સદાકાળ શેષનાગ ઉપર શયન કરવું પડે છે, માટે જે કાંઈ ભાગ્યમાં માંડેલું છે તે મિથ્યા થઈ શકતું નથી.

ત્યારે રાજા મુંજ પોતાના મંત્રિ વત્સરાજને કહે છે હે ભાઈ! તું કહે છે તે બધું ખરૂં તથાપિ,—

**एकेनैवसुपुत्रेण, सिंहीस्वपतिनिर्भया ।**
**सहैवदशभिःपुत्रै, र्भारंवहतिगर्दभी ॥ २९ ॥**

ભાવાર્થ—જુઓ કે સિંહણ પોતાને એક ફરજંદ થયાથી આખા વનમાં નિડર થઈને સુઈ રહે છે, પરંતુ ગધેડીને દશ બચ્ચાં થાય તથાપિ ભાર વહેવાનું લગડું મટતું નથી. માટે શું એવું સિંહના જેવું રત્ન હવે મને મળનાર છે?

રાજાનો આવો શુદ્ધ અંતઃકરણનો પશ્ચાત્તાપ જોઈને વત્સરાજે વિનંતિ કરી કે, મહારાજ! હું આપની કોમળ અને દયાળુ પ્રકૃતિને પ્રથ-

મથીજ જાણતો હતો કે, આપ પાછળથી ભોજના મરણરૂપી વિયોગના દુ:ખથી પોતાનો પ્રાણઘાત કરશો.

એમ જાણી દીર્ઘદષ્ટિ પોહોંચાડી આપના ફૂરમાવવા છતાં ઉપરાંત થઈ મેં એને માર્યો નથી અને એના પ્રાણનું રક્ષણ કર્યું છે માટે સેવકના અપરાધની ક્ષમા કરશો. એટલું સાંભળતાંજ રાજા મુંજ (જેમ ટોળાથી વછુટી પડી ગએલી મૃગલી પોતાના ટોળાને મળવાને અધીરી થઈ જાય છે તેમ), કુંવરને જોવાને અધીરો થઈ ગયો; અને અતિશય હર્ષ ઘેલો બની જઈ ફરીને પુછે છે કે, હે વત્સરાજ ! શું ભોજકુમાર જીવતો છે? શું મારો પ્રાણદાતા? શું મારૂં રાજ્ય રત્ન? આ તે તું સાચું કહે છે કે સ્વપ્નની વાત ? જો ભાઈ તારૂં બોલવું સત્યજ હોય તો તે ક્યાંહાં છે ? મને તેનાં સત્વર દર્શન કરાવો. જેથી તમે મને પ્રાણદાન આપ્યું એવું હું માનીશ.

પછી વત્સરાજે તમામ હકિકત બુદ્ધિસાગરને કહિ સંભળાવી અને તેમને પોતાને ઘેર તેડી જઈ ભોજકુંવરને દેખાડ્યો પછી તેને નાહાના પ્રકારનાં વસ્ત્રાભૂષણથી શણગારી સુંદર ગજેંદ્રપર રત્નજડિત સુવર્ણ કળશોવાળી સુશોભિત અંબાડીમાં બેસાડી ચતુરંગણી સેના સાથે નગારાં નિશાન તથા અનેક પ્રકારનાં વાદિત્રો વગાડતા મોહોટી ધામધુમથી રાજમહેલની સભાકચેરીમાં દાખલ કર્યા. જેવો રાજા મુંજે એક સુરેંદ્ર સરખી કાંતિવાળા રાજકુમારને દૂરથી દીઠો, તેવોજ લાગલો સામો જઈ ઘણાજ પ્યારથી તેને ઊંચકી લેઈ છાતી સરસો લગાવી હૃદયાલિંગન દઈ તેનું મુખાવલોકન કર્યું અને ગદગદ કંઠે ગળગળો બની જઈ અશ્રુપાત કરતો કુંવરની પાસે દીનવાણિથી બોલવા લાગ્યો કે, હે પુત્ર ! હે મારા પ્રાણ ! મને કુમતિ સુજી તેથી મેં જે આ અન્યાય કર્યો તેની મને ક્ષમા કર, ક્ષમા કર. અને આજથી આ સર્વ તારા પિતાની જે રાજ્યગાદી છે તેનો કુલ્લે અખત્યાર મારા શુદ્ધ અંત:કરણથી અને આનંદના તરંગથી તુને સોંપી હું મારા સહકુટુંબથી તપશ્ચર્યા કરવાને વનમાં જાઉં છું. હું મારૂ શ્યામ વદન તુને તથા પ્રજાને દેખાડવાને હવે ચહાતો નથી. મેં મારૂં ઉપહાસ મારે હાથેજ

કર્યું છે તેનો દોષ અને પશ્ચાત્તાપ મારે ભોગવવોજ જોઇએ. આવાં મુંજનાં વાક્યો શ્રવણ કરી સર્વે પ્રજા તથા સભાના અનુમતે શુભ મુહૂર્ત સાધી પંડિતોની સભા કરી યથેષ્ઠ વિધિપૂર્વક રાજ્યતિલક કરી વેદોના મંત્રવડે પુષ્પાંજલી તથા આશીર્વચનોથી રાજ્યાભિષેક કર્યો; અને પંડિતો તથા ભાટ ચારણ વગેરે હજારો યાચકોને દાન આપ્યાં.

આહા ! શું પરમાત્માની લીલા, એક ક્ષણમાં તૃણાનો મેરૂ બનાવી દીધો.

**मारितोराज्यलोभेन, पितृव्येनवनांतरे ।**
**दैवेनरक्षितस्तत्र, भाग्येनापस्त्रकंधनं ॥ ४० ॥**

ભાવાર્થ—જે કાકાએ રાજ્યના લોભથી પોતાના એક રત્ન જેવા ભત્રિજાને મારી નંખાવવા સારૂં વનમાં મોકલેલો તેનું ઈશ્વરે રક્ષણ કર્યું; અને પોતાના ભાગ્યના પ્રતાપથી રાજ્ય સંપત્તિનો માલિક થયો.

માટે હે ભાઈઓ ! આ ઉપરથી નિશ્ચય માનો કે, જે ઈશ્વરે આખા વિશ્વને (કીડીથી હાથી સુધીના સર્વે પ્રાણિયોને) પોતાના જન્મથી જે કાંઈ સુખ, દુઃખ, હાની અને લાભ નિર્માણ કરી આપ્યાં છે તે કોઈથી પણ ન્યૂનાધિક (કમી જાસ્તી) થઈ શકતાં નથી. જેમ કેઃ—

**उदयतियदिभानुःपश्चिमेदिग्विभागे ।**
**प्रचलतियदिमेरुःशीततांयातिवन्हिः ॥**
**विकसतियदिपद्मंपर्वताग्रेशिलायां ।**
**नहिचलतिनराणांभाविनीकर्मरेषा ॥ ४१ ॥**

ભાવાર્થ—સૂરજ જે નિરંતર પૂર્વદિશામાં ઉગે છે તે કદાપિ પશ્ચિમમાં ઉગે, પહાડ કદી ચલાયમાન થતો નથી તથાપિ તે ચલાયમાન થાય, અગ્નિ કદી પોતાની ઉષ્ણતાને મૂકી શીતલ થતો નથી તથાપિ તે શીતલ થઈ જાય, અને કમલ જે સદૈવ પાણીમાંજ નિપજે છે તે કદી પર્વતના શિખરપર ઉગે, પરંતુ ઈશ્વરે મનુષ્યના ભાગ્યમાં જે કાંઈ રેષા (આંક અથવા લેખ) લખી રાખી છે તે કદી પણ ફરતી નથી.

પછી ભોજરાજાએ ગાદીઉપર બેસતાંજ પોતાના પિતાના વખતનો

જે જુનો અને પરમ વિશ્વાસુ બુદ્ધિસાગર નામનો મંત્રિ હતો તેને તેનો અસલનો હોદ્દો આપ્યો. અને બુદ્ધિસાગરની સંમતિ લઈ વત્સરાજને કેટલાક ગામ અને ગ્રાસ આપી તેને તેના દેશમાં વિદાય કર્યો; એજ પ્રમાણે રાજ્યને ધક્કો પોહોંચાડે એવા જે જે કારભારીયો હતા તેમને તેમના દોષ ઉપર દાવ ન રાખતાં યોગ્યતા પ્રમાણે સર્વને પોતાનું પોષણ ચલાવવાને થોડું ઘણું દ્રવ્ય આપી સહુ સહુને દેશ વિદાય કીધા. અને રાજ્યમાં વિદ્વાન, પ્રમાણિક, વિશ્વાસુ અને લાયક મનુષ્યો રાખી સર્વને તેમની યોગ્યતા પ્રમાણે જહાગીરો બાંધી આપી યથાયોગ્ય કારભાર સોંપી રાજ્યની સર્વ લગામ પોતાના કબજામાં લીધી. પ્રત્યેક દિવસે દરેક કારભારીના કામની તપાસ લેવી, રાજ્યની પેદાશ તથા ખર્ચની કાળજી રાખવી, લશ્કરી અમલદારોથી સૈન્યની સ્થિતિ તપાસવી, પ્રજાના સુખ દુઃખની દાદ લેવી અને પોતાના તાબાનિચેના સત્તાધીશોની વર્તણુંકો ઉપર વારંવાર લક્ષ રાખી પોતે સદાચરણ અને ધર્મથી વરતી પ્રમાણિકપણે નીતિથી રાજ્ય ચલાવવા લાગ્યો. એ રીતે ઉજ્જયણી નગરીમાં કેટલાક દિવસ સુધી રાજ્યકારભાર ચલાવી પોતાની ગાદી ધારા નગરીમાં સ્થાપન કરી. અને ત્યાંહા એક મજબુત કિલ્લો બાંધ્યો; કે જે આજ પણ ભાગ્યો તુટ્યો જોવામાં આવેછે. પછી ભોજરાજાનું અપૂર્વ શાણપણ અને વિદ્યાનો અભિલાષિ દેખી તેના પંડિત ફૂણિંદ્રનાથે તેમની આજ્ઞાથી રાજ્યનીતિ શિખવવી શરૂ કીધી.

---

## રાજ્યનીતિ.

હે રાજન્! આ સંસારરૂપી સાગર તરવાને અસંખ્ય પ્રકારનાં વિઘ્નો નડે છે, માટે તેને દૂર કરવાને જ્ઞાનરૂપી નૌકાની ખરી અગત્ય છે વાસ્તે દરેક મનુષ્યે (ભીખારીથી તે મોટા છત્રપતિ રાજા સુધી સર્વને) સુજ્ઞજનો (પંડિતો) ની આજ્ઞા પ્રમાણે વર્તવું.

## રાજામાં કેવા ગુણ જોઈએ.

**राजास्यजगतोवृद्धे, हेंतुर्वृद्धाभिसंगतः ।**
**नयनानन्दजननः, शशांकइववारिधेः ॥ ४२ ॥**

ભાવાર્થ—"આ જતુગમાં" જે પ્રમાણે ચંદ્રમા સમુદ્રની વૃદ્ધિના કારણરૂપ અને નેત્રોને આનંદ આપનાર છે તે પ્રમાણે વૃદ્ધ લોકોના સંગથી રાજા આ વિશ્વની આબાદીના કારણરૂપ અને નેત્રોને આનંદ પમાડનાર છે. કેમ કેઃ—

**धार्मिकंपालनपरं, सम्यक्परपुरंजयं ।**
**राजानमभिमन्यंते, प्रजापतिमिवप्रजाः ॥ ४३ ॥**

ભાવાર્થ—પ્રજા, ધાર્મિક અને પાલન કરવામાં તત્પર તથા સારી રીતે શત્રુના સૈન્યને જીતનાર એવા રાજાનેજ પ્રજાપતિની પેઠે માનેછે.

**पर्जन्यइवभूताना, माधारःपृथिवीपतिः ।**
**विकलेऽपिहिपर्जन्ये, जीव्यतेननुभूपतौ ॥ ४४ ॥**

ભાવાર્થ—રાજા મેઘની પેઠે પ્રાણિમાત્રનો આધાર છે, કદી મેઘ વિકળ હોય તો જીવાય છે, પરંતુ રાજા વિકળ થયો (કોપાયમાન) તો જીવાતું નથી. વળી કહ્યું છે કેઃ—

**बुद्धिशस्त्रःप्रकृत्यंगो, घनसंवित्तिकंचुकः ।**
**चारेक्षणोदूतमुखः, पुरुषःकोऽपिपार्थिवः ॥ ४५ ॥**

ભાવાર્થ—જેનામાં બુદ્ધિરૂપિ હથિયાર, મિત્ર, પ્રધાન, કોષ (ખજાનો), દેશ કિલ્લો બળ એ જેનાં અંગ છે દઢ વિચારયુક્ત બુદ્ધિરૂપિ જેનું બખતર છે ગુપ્ત ફરનાર મનુષ્ય (ચાર) રૂપિ જેનાં નેત્ર છે દૂતદ્વારાએ જે કામકાજ કરે છે એવા પુરૂષને રાજા સમજવો.

**कृतानिमर्त्वकार्याणि, यस्यपारिषदाविदुः ।**
**धर्मेचार्थेचकामेच, सराजाराजसत्तमः ॥ ४६ ॥**
**गूढमंत्रस्यनृपते, स्तस्यसिद्धिरसंशयं ॥**

ભાવાર્થ—જે રાજાના ધર્મ, અર્થ ને કામ સંબંધી સર્વ કાર્યોને તેના સભાસદો પણ સિદ્ધ થયા પછી જાણે છે (પહુલાંથી જાણી શકતા નથી) તે રાજા સર્વ રાજાઓમા શ્રેષ્ટ છે; વળી જે રાજાના રાજ્યકીય વિચારો ગુપ્ત રહુછે તેને સિદ્ધિ થવામાં કંઈ પણ શંકા રહેતી નથી.માટેઃ-

नाममात्रेणतुष्येत, छत्रेणचमहिपतिः ।
भृतेभ्योविसृजेदर्था, नैकःसर्वहरोभवेत् ॥ ४७ ॥

ભાવાર્થ—"રાજા" એવા નામથી અને છત્રથીજ રાજાએ સંતોષ રાખવો; બાકીના સઘળા વૈભોગ પોતાના સમાન પુરૂષોની સાથેજ ભોગવવા, પોતે એકલાએજ સઘળું ભોગવવું અથવા લઈ લેવું નહીં. કારણ કેઃ—

राज्ञिधर्मिणिधर्मिष्ठाः पापेपापास्समेसमाः ।
प्रजास्तदनुवर्त्तंते, यथाराजातथाप्रजाः ॥ ४८ ॥

ભાવાર્થ—જે રાજા ધર્મિષ્ઠ હોય છે તો તેની પ્રજા પણ ધર્મિષ્ઠ, પાપી હોય તો પાપી, અને સમ હોય તો પ્રજા પણ સમ માટે જેવો રાજા તેવી તેની પ્રજા સમજવી. વળીઃ—

अमोघक्रोधहर्षस्य, स्वयंकृत्वाचवेक्षिणः ।
आत्मप्रत्ययकोशस्य, वसुदैववसुंधरा ॥ ४९ ॥

ભાવાર્થ—જે રાજાનો ક્રોધ કે હર્ષ નિષ્ફળ થતો નથી, જે પોતાનું કરેલું પોતે જુવે છે અને જે પોતેપોતાના ખજાનાને જાણે છે અથવા પોતાનો જ્ઞાનરૂપ જેણે ભંડાર ભર્યો છે તેને પૃથ્વી દ્રવ્ય આપનારી છે.

लुब्धमर्थेनगृह्णीयात्, स्तब्धमंजलिकर्मणा ।
मूर्खंछंदानुवृत्याच, यथार्थत्वेनपंडितम् ॥ ५० ॥

ભાવાર્થ—શત્રુ લાલચુ હોય તો તેને દ્રવ્ય આપીને, અહંકારીને નમ્રતા દેખાડી મધુર વાણિથી, મૂર્ખને તેની મરજી પ્રમાણે ચાલીને, પંડિતને પુરા પ્રેમથી અને સજ્જન મનુષ્યને સત્ય વચનથી વશ કરવા. કેઃ—

**हस्तीस्थूलतनुःसचांकुशवशः किंहस्तिमात्रोंऽकुशो ।**
**वज्रेणाभिहताःपतन्तिगिरयः किंशैलमात्रंपविः ॥**
**दीपेप्रज्वलितेविनश्यतितमः किंदीपमात्रंतम ।**
**स्तेजोयस्यविराजतेसबलवान् स्थूलेषुकःप्रत्ययः ॥ ५१ ॥**

ભાવાર્થ—હાથી ઘણોજ મોટો અને મહાબળિષ્ઠ પ્રાણી છે તથાપિ એક નાના હાથભરના અંકુશથી વશ થાય છે; શું અંકુશ હાથીના સમાન છે? પર્વત ઘણોજ મોટો છે તથાપિ એક વજ્રના પડવાથી ચૂર્ણ થઈ જાય છે; શું વજ્ર પર્વતના સમાન છે? તેમજ દીવાથી તમામ અંધકારનો નાશ થઈ જાય છે; શું દીવો અંધારા સમાન છે? માટે જેનામાં તેજ રહેલું તેજ બલવાન્ સમજવો મોટો થયો તો શું થયું. વળીઃ—

**असंविभागीदुष्टात्मा, कृतघ्नोनिरपत्रपः ।**
**तादृङ्नराधिपोलोके, वर्जनीयोनराधिप ॥ ५२ ॥**

ભાવાર્થ—જે રાજા પોતાને પાળવા યોગ્યને આપ્યાવિના પોતેજ ખાય છે, વળી જે નઠારા મનનો છે અને જે કરેલા ઉપકારને જાણતો નથી તેમ જે લાજ વગરનો છે તેવો રાજા લોકમાં ત્યાગ કરવાને યોગ્ય છે. તેમજઃ—

**प्रसादोनिष्फलोयस्य, क्रोधश्चापिनिरर्थकः ।**
**नतंभर्तारमिच्छंति, षंढंपतिमिवस्त्रियः ॥ ५३ ॥**

ભાવાર્થ—જે રાજાની મહેરબાનીનું કાંઈ ફળ થતું નથી અને જેનો ક્રોધ પણ કાંઈ ફળ આપતો નથી, તેવા રાજાને (નપુંસક પતિને જેમ સ્ત્રીયો ઈચ્છે નહીં તેમ) પ્રજા ઈચ્છતી નથી.

## મંત્રી કેવો નાઈએ.

**अपंडितोवापिसुहृत्, पंडितोवाप्यनात्मवान् ।**
**नापरिक्ष्यमहिपालः कुर्यात्सचिवमात्मनः ॥**
**अमात्येह्यर्थलिप्साच, मंत्ररक्षणमेवच ॥ ५४ ॥**

ભાવાર્થ—ભલે પોતાને સગો હોય તો પણ તે પંડિત છે કે મૂર્ખ છે કેવી ચાલ છે, એ પરીક્ષા કર્યા વિના તેને રાજાએ પોતાનો પ્રધાન કરવો નહીં; કેમ કે દ્રવ્યની ઈચ્છા અને વિચારનું લક્ષણ એ પ્રધાન-માંજ (રહેલું) છે, અર્થાત્ પ્રધાન સારો હોય તોજ દ્રવ્યનું ઉપાર્જન થાય અને રાજ્યના વિચાર છાના રાખી શકાય. તેમજ:—

मंत्रतंत्रार्पितप्रीति, देशकालोचित्तस्थिति: ।
यश्चराज्ञिभवेद्भक्त: सोऽमात्य:पृथिवीपते: ॥ ९५ ॥

ભાવાર્થ—મંત્ર તંત્રવિષે પ્રીતિ રાખનાર, દેશ કાળની ઘટતી સ્થિતિ ઓલખનાર અને રાજ્યભક્ત હોય તે રાજાનો મંત્રી થવાને યોગ્ય છે. વળી:—

सह्यऽमात्य:सदाश्रेया न्काकिनींय:प्रवर्धयेत् ।
कोश:कोशवत:प्राणा: प्राणा:प्राणानभूपते ॥ ९६ ॥

ભાવાર્થ—સદા શ્રેષ્ઠ મંત્રિ તેજ કે, જે કોડી કોડી કરતાં ખજાનામાં વધારો કરે, ખજાનાવાળા રાજાને ખજાનો એજ પ્રાણ છે પણ તેના પ્રાણ તે પ્રાણ નથી. વળી જે:—

शास्त्रज्ञ:कपटानुसारकुशलो वक्तानचक्रोधन ।
स्तुल्योमित्रपरस्वकेषुचरितंदृष्टैवदत्तोतर: ॥
क्लीबान्पालयिताशठान्व्यथयिताधर्म्येऽतिलोभान्वितो ।
द्वार्भावेपरतत्वबद्धहृदयो राज्ञश्चकोपापह: ॥ ९७ ॥

ભાવાર્થ—શાસ્ત્રનો જાણનાર, કપટ ઓળખવામાં કુશળ, સંભાષિત ભાષણ કરનાર, ક્રોધ વગરનો મિત્ર, શત્રુ અને પોતાના જનોવિષે સમાન દૃષ્ટિવાળો, કાર્યનો ભાવાર્થ સમજી તરત ઉત્તર આપનાર, ના-ઝરોને પાળનાર, શઠ અને લુચ્ચા એવા પુરૂષોને શાસન દેનાર, ધર્મ સંબંધી કામમાં લોભી, સાધનપણાના ઉત્તમ તત્વને હૃદયમાં રાખનાર, અને રાજાના ક્રોધને શમાવનાર એવા ગુણવાળો મંત્રિ થવાને યોગ્ય છે.

## સેનાધિપતિ કેવો જોઇએ.

**समस्तनीतिशास्त्रज्ञो, वाहनेपूजितश्रम: ।**
**शौर्यवीर्यगुणोपेत: सेनाध्यक्षोविधीयते ॥ ५८ ॥**

ભાવાર્થ—તમામ નીતિશાસ્ત્રને જાણુનારો, અને વાહનો વિષે વખાણુવાલાયકનો પરિશ્રમ, વળી શૌર્યવાળા ગુણોથી યુક્ત એવા પુરૂષો સેનાધિપતિ થવાને યોગ્ય છે. તેમજ જે:—

**शूरोऽर्थशास्त्रनिपुण:कृतशास्त्रकर्मा ।**
**संग्रामकेलिचतुरश्चतुरंगयुक्त: ॥**
**भर्तुर्निदेशवशगोऽभिमतश्चतंत्रे ।**
**सेनापतिर्नरपतेर्विजयागमाय ॥ ५९ ॥**

ભાવાર્થ—શૂરો, અર્થશાસ્ત્રમાં જાણીતો અને શાસ્ત્રપ્રમાણે કર્મોને કરવાવાળો, વળી સંગ્રામ સંબંધી ક્રિયા (ગોઠવણોમાં) ઓમાં ચતુર અને ચતુરંગણી સેનાથી યુક્ત તેમજ સ્વામીની આજ્ઞાપ્રમાણે વર્તનારો અને તંત્રો (લઢાઈ સંબંધી ગોઠવણ) માં અભિમત વિજયને માટે એવો રાજાનો સેનાપતિ થાય છે.

## સૈન્ય કેવું જોઇએ.

**प्रथमंयुद्धकारित्वं, समस्तबलपालनम् ।**
**दिङ्मार्गयोधशोधित्वं, पतिकर्मप्रचक्षते ॥ ६० ॥**

ભાવાર્થ—પ્રથમ યુદ્ધ કરે એવું, બધા બળ (સેના) ને પાલન કરે એવા દિઙ્માર્ગને અને યોદ્ધાઓને શોધે એવો એને પતિનું કર્મ કહે છે.

**स्वभावशूरमस्त्रज्ञ, मविरक्तंजितश्रमम् ॥**
**प्रसिद्धक्षत्रियप्रायं, बलंश्रेष्ठतमंविदु: ॥ ६१ ॥**

ભાવાર્થ—સ્વભાવથીજ શૂર, અને અસ્ત્રવિદ્યામાં કુશળ, કોઈથી ન્યારૂં નહી અને શ્રમને સહન કરનારૂં, બહુધા કરી જેનામાં પ્રસિદ્ધ ક્ષત્રિયપણું હોય એને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ બળ જાણવું.

## દૂત કેવો જોઈએ.

मेधावीवाक्पटु:प्राज्ञः परचित्तोपलक्षकः ।
धीरोयथोक्तवादीच, एषदूतोविधीयते ॥ ६२ ॥

ભાવાર્થ—પ્રથમથી જાણનારો ધારણા બુદ્ધિવાળો બોલવામાં ચતુર, પારકાના ચિત્તને વર્તનારો વળી ધીર, બરોબર વાદ કરનારો એ રાજાનો દૂત થવાને યોગ્ય છે.

## ધર્માધ્યક્ષ કેવો જોઈએ.

कुलशीलगुणोपेतः सर्वधर्मपरायणः ।
प्रविणःप्रेषणाध्यक्षो, धर्माध्यक्षोविधीयते ॥ ६३ ॥

ભાવાર્થ—કુલશીલ અને ગુણોથી યુક્ત, સર્વ ધર્મને વિષે જાણીતો પ્રેષણાને વિષે મુખ્ય એવો જે પુરૂષ તે ધર્માધ્યક્ષ જાણવો.

## સભાસદ કેવા જોઈએ.

धर्मशास्त्रार्थकुशलाः कुलीनाःसत्यवादिनः ।
समाःशत्रौचमित्रेच, नृपतेःस्युःसभासदः ॥ ६४ ॥

ભાવાર્થ—ધર્મશાસ્ત્ર સંબંધી અર્થ જાણવામાં કુશલ, કુલવાન, સત્ય બોલનાર અને શત્રુ તથા મિત્રને સામાન્ય દ્દષ્ટિથી જોનાર તે સભાના સભાસદ થવાને યોગ્ય છે.

श्रुतध्ययनसंपन्ना, धर्मज्ञाःसत्यवादिनः ।
राज्ञासभासदःकार्या, रिपौमित्रेचयेसमाः ॥ ६५ ॥

ભાવાર્થ—વેદના અધ્યયનથી સંપન્ન, ધર્મને જાણનાર, સત્યવક્તા અને શત્રુ મિત્રતરફ સમાન દ્દષ્ટિથી જોનાર તેવાઓને રાજાએ રાજ્યના સભાસદ કરવા.

## લેખક કેવો જોઈએ.

सकृदुक्तगृहितार्थो, लघुहस्तोजितेंद्रियः ।
शब्दशास्त्रपरिज्ञाता, एषलेखकउच्यते ॥ ६६ ॥

ભાવાર્થ—એક વાર કહેવાથી અર્થને ગૃહણ કરનાર, ધીમા હાથવાળો, જિતેંદ્રિય, શબ્દશાસ્ત્રમાં પ્રવીણ એવો પુરૂષ લેખક કામને યોગ્યછે.

## પ્રતિહાર કેવો જોઇએ.

इंगिताकारतत्त्वज्ञो, बलवान्प्रियदर्शनः ।
समयज्ञःस्वामिभक्तः प्रतिहारीसहष्यते ॥ ६७ ॥

ભાવાર્થ—હૃદયના અભિપ્રાયના તત્ત્વને જાણનાર, સમયને ઓળખનાર અને સ્વામિભક્ત એવો માણસ પ્રતિહાર થવાને યોગ્ય છે.

सर्वदेवमयोराजा, मनुनासंप्रकीर्त्तितः ।
तस्मात्तमेवसेवेत, नव्यलिकेनकर्हिचित् ॥ ६८ ॥

ભાવાર્થ—મનુએ રાજાને સર્વ દેવતારૂપ કહેલો છે માટે તેનેજ સેવવો પરંતુ કદી કપટથી સેવવો નહી.

## શૂરવીરનાં લક્ષણ.

वीनाप्यर्थैर्वीरःस्पृशतिबहुमानोन्नतिपदं ।
समायुक्तोःऽप्यर्थैःपरिभवपदंयातिकृपणः ॥
स्वभावादुद्भूतांगुणसमुदयावाप्तिविषयां ।
द्युतिंसैंहींकिंश्वाधृतकनकमालोऽपिलभते ॥ ६९ ॥

ભાવાર્થ—શૂરવીર માણસ અર્થોવિના પણ ઉન્નત્તિના પદને પામે છે, અને કૃપણ માણસ અર્થોથી યુક્ત હોય છતાં પરાભવ પામે છે, જેમ કે સોનાની માળાને ધારણ કરનાર એવો પણ કુતરો તે શું સિંહની કાંતીને પામે છે? અર્થાત નથી પામતો.

कोवीरस्यमनस्विनः स्वविषयःकोवाविदेशस्तथा ।
यंदेशंश्रयतेतमेवकुरुतेबाहुप्रतापाऽर्जितम् ॥
यद्दंष्ट्रानखलांगुलप्रहरणाःसिंहावनंगाहते ।
तस्मिन्नेवहतद्विपेन्द्ररुधिरै स्तृष्णांछिनत्त्यात्मनः ॥ ७० ॥

ભાવાર્થ—મનસ્વી એવા શૂરવીરને પોતાનો દેશ કયો? અને પારકો દેશ કયો? એ વીરપુરૂષ તો જે દેશનો આશ્રય લેછે તેનેજ પો-

તાના બાહુબળના પ્રતાપથી પોતાનો કરી લેછે જેમ કે દાઢ, નખ અને પુંછડારૂપી હથિયારવાળો સિંહ જે વનમાં જાય છે તે વનમાં હાથીઓને પણ હણીને તેના રૂધિરથી પોતાની તૃષ્ણાઓને શાંત પાડે છે.

## ધીર પુરૂષ.

निन्दन्तुनीतिनिपुणायदिवास्तुवन्तु ।
लक्ष्मीःसमाविशतुगच्छतुवायथेष्टम् ॥
अद्यैववामरणमस्तुयुगान्तरेवा ।
न्यायात्पथःप्रविचलन्तिपदंनधीराः ॥ ७१ ॥

ભાવાર્થ—નીતિમાં નિપુણ એવા પુરૂષો સ્તુતિ કરો કિંવા નિંદા કરો; લક્ષ્મી ગમે તો પ્રાપ્ત થાઓ કિંવા (હોય તે પણ) જાઓ, (તેમજ) આજ મૃત્યુ થાઓ યા તો કાળાંતરે થાઓ; પરંતુ ધીર પુરૂષો ન્યાયના માર્ગથી એક પણ ડગલું ચળતા નથી.

## સજ્જન પુરૂષ.

विपदिधैर्यमथाभ्युदयेक्षमा ।
सदसिवाक्पटुतायुधिविक्रमः ॥
यशसिचाभिरुचिर्व्यसनंश्रुतौ ।
प्रकृतिसिद्धमिदंहिमहात्मनां ॥ ७२ ॥

ભાવાર્થ—સજ્જન મનુષ્યોએ વિપત્તિમાં ધીરજ રાખવી અને ચઢતી અવસ્થામાં શાંત વૃત્તિથી વર્તવું, સભાનેવિષે વાક્ચાતુર્ય રાખવું. સંગ્રામમાં સિંહ બની જવું, કીર્તિ મેળવવાને સદા અભિરૂચી રાખવી અને વિદ્યામાં સંપૂર્ણ લક્ષ રાખવું એ મહાન્ પુરૂષોના જાતી સ્વભાવજ હોય છે.

गुणादोषायंतेसुजनवदनेदुर्जनमुखे ।
गुणायंतेदोषाद्वयमपिगतंविस्मयपदं ॥
महान्मेघःक्षारंपिबतिमधुरंवारिकुरुते ।
फणीपीत्वाक्षीरंवमतिगरलंदुःसहतरं ॥ ७३ ॥

ભાવાર્થ—સજ્જન મનુષ્યને અવગુણ કરયો હોય તો પણ તેનો ઉચ્ચાર ન કરતાં ગુણના રૂપમાં તે ગણે છે, અને દુર્જનને ગુણ કર્યો હોય તો તે ગુણને દોષરૂપી ગણે છે. એ બે પદો વિસ્મય પમાડે છે. જેમ કે સમુદ્રનું ખારૂ પાણી મેઘરાજાના મુખમાં જવાથી મધુર (મિઠું) થઈ પડે છે અને સર્પને મધુર દૂધ પાયું હોય તો પણ તેનું વિષ થઈ જાય છે.

## કુલિન મનુષ્ય.

**प्रारभ्यतेनखलुविघ्नभयेननीचैः ।**
**प्रारभ्यविघ्नविहताविरमंतिमध्याः ॥**
**विघ्नैस्सहस्रगुणीतैरपिहन्यमानाः ।**
**प्रारभ्यमुत्तमजनानपरित्यजन्ति ॥ ७४ ॥**

ભાવાર્થ—આ જગત્‌ને વિષે ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકારના મનુષ્ય હોય છે, તેમાં કનિષ્ટ મનુષ્ય વિઘ્ન થવાના ડરથી કોઈ કામમાં હાથ ઘાલતા નથી અને મધ્યમ મનુષ્ય કામ હાથમાં લેછે પણ તેમાં ઠોકર ખાવાથી એકદમ મૂકી દેછે પરંતુ ઉત્તમ પુરૂષ છે તે હજારો વિઘ્ન આવી પડે પણ હાથમાં લીધેલા (આરંભેલા) કામને છોડી દેતા નથી.

**एतद्दर्थकुलीनानां, नराःकुर्वंतिसंग्रहं ।**
**आदिमध्याऽवसानेषु, नतेयान्तिहिविक्रियाम् ॥ ७५ ॥**

ભાવાર્થ—કુલવાન પુરૂષ સજ્જનોની સોબત અને તેઓનો સંગ્રહ એટલા માટે કરે છે કે, એ આદિ મધ્ય અને અંત્ય એટલે આખર સુધી નિરંતર એક સરખી રીતેજ વર્તે છે પણ કદી બિગાડ કરતો નથી.

**छिन्नोपिचंदनतरुर्नजहातिगंधं ।**
**वृद्धोपिवारणपतिर्नजहातिलीलाम् ॥**
**यंत्रार्पितोमधुरतांनजहातिइक्षुः ।**
**क्षीणोपिनत्यजतिशीलगुणान्कूलीनः ॥ ७६ ॥**

ભાવાર્થ—ચંદનના વૃક્ષને છેદન કર્યું તથાપિ તે પોતાની સુગંધનો

ત્યાગ કરતું નથી હસ્તિ વૃદ્ધ થયો છતાં પોતાની લીલાનો ત્યાગ કરતો નથી, તેમજ શેલડીને ઘાણીમાં ઘાલીને પીલીએ તો પણ તેની મધુરતા કદી છોડતી નથી તેજ રીતે કુલીન પુરૂષ પોતાની દ્રવ્યાદિ વસ્તુથી ક્ષિણતાને પામે તથાપિ પોતાનો ઉત્તમ સ્વભાવ અને શ્રેષ્ઠ ગુણોનો ત્યાગ કરતો નથી 'માટે એવાજ નરને કુલીન કહેવો.'

**योज्ञातिमनुगृह्णाति, दरिद्रंदीनमातुरं ।**
**सपुत्रपशुभिर्वृद्धिं, श्रेयश्चानंत्यमश्नुते ॥ ७७ ॥**

ભાવાર્થ—જે મનુષ્ય જ્ઞાતિ ઉપર, દરિદ્ર ઉપર, દીનઉપર અને આતુર ઉપર અનુગ્રહ કરે છે તેના પુત્ર પશુ આદિકની વૃદ્ધિ થાય છે અને અત્યંત કલ્યાણને ભોગવે છે.

**प्रज्ञावृद्धंधर्मवृद्धंस्वबंधु, विद्यावृद्धंवयसाचापिवृद्धं ।**
**कार्याकार्येपूजयित्वाप्रसाद्य, यःसंप्रच्छेन्नसमुह्येत्कदाचित्॥ ७८**

ભાવાર્થ—જે પુરૂષ પોતાથી બુદ્ધિમાં, ધર્મમાં, વિદ્યામાં અને ઉમ્મરમાં પણ વધારે હોય; એવા પોતાના બંધુઓને માન આપી પ્રસન્ન કરીને સારા નરતા કામમાં સલાહ લેછે તે પુરૂષ કદી પણ મુઝાતો નથી.

**नित्यंसंतःकुलेजाता, पावकोपमतेजसः ।**
**क्षमावंतोनिराकाराः, काष्ठेग्निरिवशेरते ॥ ७९ ॥**

ભાવાર્થ—સારા કુલમાં થએલા અને અગ્નિસરખા તેજવાન ક્ષમાવાળા સત્પુરૂષો, આકાર ન ઓળખાય એવો અગ્નિ રહે છે તેમ જગત્માં વિચરે છે.

## ખરી પ્રીતિ કોને કેહવી.

**बंधनान्यपिभवंतिबहुनि, प्रेमरज्जुकृतबंधनमन्यत् ।**
**दारुभेदनिपुणोपिषडंघ्रि, र्निष्क्रियोभवतिपंकजबद्धः ॥८०॥**

ભાવાર્થ—બાંધવાને સારૂ ઘણી વસ્તુઓ જોઈએ છીયે, ને તોડી નાખવાને સર્વ કોઈ સમર્થ છે; પરંતુ પ્રીતિરૂપિ દોરી એવી મજબુત છે કે, કોઈથી તોડી શકતી નથી જેમકે ભ્રમરાને જબરદસ્ત લાકડાં

કોચી નાખતાં વાર લાગતી નથી તથાપિ કમલની પ્રીતિથી અંદર લીન થઈ રહે છે ને તેનો કદી ત્યાગ કરતો નથી તેમને કરડી પણ શકતો નથી.

**ददातिप्रतिगह्णाति, गुह्यमाख्यातिपृच्छति ॥**
**भुक्तेभोजयतेचैव, षड्विधंप्रीतिलक्षणं ॥ ८१ ॥**

ભાવાર્થ—આપવું લેવું, ગુપ્ત વાત કહેવી, પુછવી, ખાવું અને ખવરાવવું એ છ લક્ષણ પ્રીતિનાં છે.

## મિત્રનાં લક્ષણ.

**कृतज्ञंधार्मिकंसत्य मक्षुद्रंदृढभक्तिकं ॥**
**जितेंद्रियंस्थितंस्थित्यां मित्रमत्यागिचेष्यते ॥ ८२ ॥**

ભાવાર્થ—જે કરેલા ઉપકારને જાણે તેવો, પોતાના ધર્મને પાળતો, સાચું બોલનારો અને ઉદાર વૃત્તિનો હોય તેમજ જે દૃઢ ભક્તિવાળો, જીતેંદ્રિય, પોતાની સ્થીતિમાં રહેલો અને જે મિત્રાઈ કરી છોડી ન દે એવો હોય, તેવા પુરૂષની સાથેજ મિત્રાઈ કરવી.

**गिरौकलापिगगनेचमेघो लक्षान्तरेभानुरुदेतिपद्मं ॥**
**शशिद्विलक्षःकुमुदश्चप्रीति र्योयस्यप्रीतिर्नहितस्यदूरं ॥ ८३ ॥**

ભાવાર્થ—પર્વતનેવિષે મોર અને આકાશનેવિષે મેઘ, તેમજ જળનેવિષે કમળ અને આકાશમાં લક્ષ યોજનને અંતરે સૂર્ય, વળી જળનેવિષે પોયણી (કમોદની) અને આકાશમાં બે લક્ષ યોજનને અંતરે ચંદ્રમા રહેલો છે, તથાપિ આકાશમા મેઘ ગર્જના કરે છે એટલે મોર બોલે છે, સૂર્ય અને ચંદ્રમાના કિર્ણ પ્રકાશમાન થયા કે, કમળ અને પોયણી પ્રફુલ્લિત થઈ જાય છે માટે એ સર્વ પ્રીતિનું કારણ છે. વાસ્તવિક જોતાં જે જેના ચિત્તમાં જેછે તે તેનાથી દૂર નથી.

**गुणिनिगुणज्ञोरमते नागुणशिलस्यगुणिनिपरितोषः ॥**
**अलिरेतिवनात्पद्मं नदर्दुरस्त्वेकवासोऽपि ॥ ८४ ॥**

ભાવાર્થ—ગુણીજન છે તે ગુણીપુરૂષની પાસેજ જાય છે, જુઓ કે ભ્રમરો સદૈવ વનમાં વસે છે તોપણ સત્સંગની ખાતર પાણીની વચમાં જ્યાં કમળ ઉગેલું છે ત્યાં જઈ તેની સોબત કરે છે પરંતુ દેડકાઓ જે નિરંતર પાણીમાંજ વસનારા છે તથાપિ તેને એટલું પણ ભાન નથી કે કમળ ક્યાં વસે છે.

## આપ વડાઈ.

**निजगुणगरिमासुखाकर:स्या त्स्वयमनुवर्णयतांसतांनतावत् ॥**
**निजकरकमलेनकामिनीनां कुचकलशाऽऽकलनेनकोविनोद:।८५**

ભાવાર્થ—ગુણવાન્ પુરૂષના પોતાના ગુણનાં વખાણ થાય તે સુખાકારી ખરૂં, પણ પોતાના ગુણનાં પોતેજ વખાણ કરે તેથી સુખકારી થતા નથી. જેમકે, કામિનીના કુચ તેનેજ હાથે મર્દન કરવાથી તે સુખ પામતી નથી. (માટે કોઈ દિવસ પોતાની આપવડાઈ પોતે કરવી નહીં.)

## ખરો મિત્ર.

**आतुरेव्यसनेप्राप्ते दुर्भिक्षेशत्रुसंकटे ॥**
**राजद्वारेस्मशानेच यस्तिष्ठतिसबांधव: ॥ ८६ ॥**

ભાવાર્થ—જ્યારે ભારે દુઃખ પડે, પૃથ્વીઉપર દુકાળ પડે, શરીરે પીડિત હોય, માથે શત્રુની ભીતિ ગાજી રહી હોય, રાજ્યદ્વારની આપત્તિ આવી ગઈ હોય ત્યારે, અને સ્મશાનભૂમિએ જે સહાયભૂત થાય તેનેજ ખરો મિત્ર કહેવો.

**जानीयात्प्रेषणेभृत्यान्बांधवान्व्यसनागमे ॥**
**मित्रंचापत्तिकालेषु भार्यांचविभवक्षये ॥ ८७ ॥**

ભાવાર્થ—ચાકરના ગુણ તેને કામ સોંપવાથી, બાંધવ (ભાઈઓ) ની પ્રીતિ આપણી દુર્દશા વખતે, મિત્રનો ખરો પ્રેમ આપણાપર આપત્તિ આવી પડેથી અને સ્ત્રીનો પ્રેમ દ્રવ્યહીણ થઈ જવા વખતે માલુમ પડે છે માટે જ્ઞાની મનુષ્યે તપાસ કરી પ્રીતિ કરવી.

यथाचतुर्भि:कनकंपरिक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ॥
तथाचतुर्भि:पुरुष:परीक्ष्यते त्यागेनशीलेनगुणेनकर्मणा ॥ ૮૮ ॥

ભાવાર્થ—જેમ કનક (સોના) ને કસ કાહાડી ટીપી વીંધી તાપમાં તપાવી લાલચોળ કરી દેછે તેજ રીતે પુરૂષની પણ શીલ, ગુણ, કર્મ અને વ્યવહાર એ ચાર પ્રકારથી પરીક્ષા કરચા બાદ પ્રીતિ કરવી.

यदिच्छेद्विपुलांमैत्रीं त्रीणितत्रविवर्जयेत् ॥
वाग्वादंचार्थसंबंधं परोक्षेदारदर्शनं ॥ ८९ ॥

ભાવાર્થ—જે પુરૂષ દ્દઢ મિત્રતા રાખવાને ઇચ્છતા હોય, તેમણે મિત્ર સાથે વાદવિવાદ, નાણાંની ધીર, અને એની ગેરહાજરીમાં એને ઘેર જવું એ ત્રણ વાનાંનો ત્યાગ કરવો.

## દુર્જન મનુષ્યની મિત્રાઈ.

त्यक्त्वाऽपिनिजप्राणा न्परहित विघ्नंखल:करोत्येव ॥
कवलेपतितासद्यो वमयतिमाक्षिकान्नभोक्तारम् ॥ ९० ॥

ભાવાર્થ—દુષ્ટ બુદ્ધિના જે છે તે પોતાનો પ્રાણ ગયા પછી પણ બિજાનું નુકસાન કરવાને ચુકતા નથી; જેમકે માખી છે તે જમતાં કોળીયાની સાથે પેટમાં ગઈ તો તે મરી જાય છે ખરી, પણ જમનાર મનુષ્યનું ખાધેલું અન્ન પેટમાંથી કઢાવે છે.

अतुष्टिदानंकृतपूर्वनाशनं, अमाननंदुश्चरितानुकीर्तनं ॥
कथाप्रसंगेनचनामविस्मृति र्विरक्तभावस्यजनस्यलक्षणम् ॥ ९१ ॥

ભાવાર્થ—પૂર્વે કરેલા હિતનો ઉપકાર વાળવાના બદલામાં તેની નિંદા કરે અથવા માઠું ઇચ્છે એટલુંજ નહી, પરંતુ તેનું માન ભંગ કરવાને ઉપાયો શોધતો ફરે એ લક્ષણો દુર્જન પુરૂષમાં હોય છે.

- अवलिप्तेषुमूर्खेषु, रौद्रसाहसिकेषुच ।
तथैवापेतधर्मेषु, नमैत्रिमाचरेद्बुध: ॥ ९२ ॥

ભાવાર્થ—જેઓ પાપથી ભરેલા, ક્રોધી, સાહસિક, (એટલે વગર વિચારે આડુ અવળું કરી નાખે એવા) તેમજ ધર્મથી ખસી ગયેલા

(નાસ્તિક જેવા) ધર્મને પાળતા ન હોય એવા પુરૂષોની સાથે ડાહ્યા માણસે મિત્રાઈ કરવી નહીં.

**दुर्जनःपरिहर्तव्यो, विद्ययाऽलंकृतोऽपिसन् ।**
**मणिनाभूषितः सर्पः, किमसौनभयंकरः ॥ ९३ ॥**

ભાવાર્થ–દુર્જન મનુષ્ય ચહાય વિદ્યાવાન્ હોય તોપણ તેનો ત્યાગ કરવો એ ઉચિત્ છે. કેમકે જે સાપના મસ્તકપર મણી રહે છે તે શું કરડતો નથી? માટે દુર્જન સાપથી પણ બુરો સમજવો.

**सर्पःक्रूरःखलःक्रूरः, सर्पात्क्रूरतरःखलः ।**
**सर्पएकाकिनंहंति खलः सर्वविनाशकृत् ॥ ९४ ॥**

ભાવાર્થ–ખળ મનુષ્ય અને સર્પ બન્નો ક્રૂર હોય છે, પરંતુ દુર્જન મનુષ્ય સર્પથી પણ વધારે ક્રૂર છે; કેમકે સર્પ તો એક વખત મનુષ્યને કરડીને તેનો જીવ લે છે પરંતુ દુર્જન પુરૂષ તો આખા રાજ્યનો નાશ કરે છે.

**आरंभगुर्वीक्षयिणीक्रमेण, लघ्वीपुरावृद्धिमतीचपश्चात् ।**
**दिनस्यपूर्वार्धपरार्धभिन्ना, छायेवमैत्रीखलसज्जनानां ॥ ९५ ॥**

ભાવાર્થ–દિવસની મધ્યાનપૂર્વની છાયા આરંભમાં ઘણી લાંબી હોય છે, તે પછી ધીમે ધીમે ઘટતી જાય છે. તથા મધ્યાન પછીની છાયા પ્રથમ નહાની જણાય છે ને પછી અતી વધી જાય છે. તે પ્રમાણે ખળ તથા સજ્જનની મિત્રાઈ સમજવી.

## ધન અથવા દોલતમાંજ સર્વ ગુણ રહેલા છે.

**धनैर्निष्कुलीनाःकुलीनाभवंति, धनैरापदं मानवा निस्तरंति ।**
**धनेभ्यःपरोबान्धवोनास्तिलोके, धनान्यर्जयध्वंधनान्यर्जयध्वं ॥९६॥**

ભાવાર્થ–ધનવડે કુળવગરના પુરૂષો કુળવાન્ થાય છે, વળી ધનવડે માણસો આપત્તિને તરે છે (આફતને દુર કરી શકે છે) અને ધનથકી બીજો કોઈપણ લોકમાં બંધુ નથી માટે હે ભાઈઓ! ધન મેળવો ધન મેળવો.

निर्द्रव्याःपुरुषाःसदाचविकलाः, सर्वत्रमंदादराः ।
पुत्रभ्रातृनिरापराधकुपितं, दृष्टंनसंभाषणम् ॥
भार्यारूपवतीसुमंदमनसा, स्नेहेननालिंगते ।
तस्माद्द्रव्यमुपार्जय शृणुसखेद्रव्येणसर्वेवशाः ॥ १७ ॥

ભાવાર્થ—દ્રવ્યહીણ પુરૂષો સદા વિકળ અને સન્માનવિનાના સર્વ ઠેકાણે હોય છે પુત્ર અને ભાઈઓ અપરાધવિના તેનાપર કોપે છે અને વધારે ભાષણ કરતા નથી, તેમ પોતાની રૂપવતી સ્ત્રી છતાં અતિ મંદ મનથી અને સ્નેહેકરી આલિંગન પણ આપતી નથી; માટે હે મિત્ર! મારૂં વચન શ્રવણ કરી દ્રવ્ય સંપાદન કરો કારણ કે, દ્રવ્યથી સર્વ જગત્ વશ થાય છે.

मातानिंदतिनाभिनंदतिपिता भ्रातानसंभाषते ।
भृत्यःकुप्यतिनानुगच्छतिसुतः कान्ताचनालिंगते ॥
अर्थप्रार्थनशंकयानकुरुते, संभाषणंवैसुहृत् ।
तस्माद्द्रव्यमुपार्जयशृणुसखे, द्रव्येणसर्वेवशाः ॥ १८ ॥

ભાવાર્થ—માતા નિંદા કરે છે, પિતા વખાણતો નથી, ભાઈ બોલતો નથી, ચાકર કોપ કરે છે, દીકરો હુકમ માનતો નથી, સ્ત્રી આલિંગન દેતી નથી; અને મિત્રો (પોતાની પાસે કંઈ માગશે તો શરમથી લેવાવું પડશે એવા ભયથી) તેની સાથે બોલતા નથી. એટલા માટે હે મિત્રો! મારૂં વચન સાંભળી દ્રવ્ય સંપાદન કરો. કારણ કે, દ્રવ્યથી સર્વ (જગત્) વશ થાય છે.

## ઉદ્યોગ.

उद्योगादनिवृत्तस्य, सुसहायस्यधीमतः ।
छायेवानुगतातस्य, नित्यंश्रीरनपायिनी ॥ १९ ॥

ભાવાર્થ—જે નિત્ય ઉદ્યોગ કરે છે અને જેને સારા ઉત્તમ મનુષ્યની સહાયતા છે અને જે જાતે બુદ્ધિમાન્ છે એવા પુરૂષને કોઈ દિવસ ન છુટે એવી લક્ષ્મી છાયાની પેઠે તેને અનુસરે છે.

## પોતાનું કલ્યાણ કરવાને ઉપાય શોધતા રેહેવું.

यावत्स्वस्थमिदंशरीरमरुजंयावज्जरादूरतो ।
यावच्चेंद्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः ॥
आत्मश्रेयसितावदेव विदुषा कार्यः प्रयत्नोमहान् ।
संदीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमःकीदृशः ॥ १०० ॥

ભાવાર્થ—જ્યાંસુધી આ મનુષ્ય શરીર રોગવિનાનું અને સ્વસ્થ છે, ત્યાંસુધી વૃદ્ધાવસ્થા આવી નથી, જ્યાંસુધી ઇંદ્રિયોની શક્તિ બરાબર છે, અને જ્યાંસુધી આયુષ્યનો ક્ષય નથી થયો, ત્યાંસુધી વિદ્વાન પુરૂષે પોતાના કલ્યાણાર્થે મોટું યત્ન કરવું જોઈએ, કેમકે પછી ઘર બળી જતું હોય તે વખતે કુવો ખોદવો તે શા કામનો? અર્થાત્ પછી કાંઈ બની શકતું નથી. 'માટે કલ્યાણકારક સાધનો પ્રથમથીજ સંપાદન કરવાં જોઈએ.'

## સોબતની અસર.

संतप्तायसिसंस्थितस्यपयसोनामाऽपिनश्रूयते ।
मुक्ताकारतयातदेवनालिनीपत्रास्थितंराजते ॥
स्वात्यांसागरशुक्तिमध्यपतितंसन्मौक्तिकंजायते ।
प्रायेणाऽधममध्यमोत्तमगुणःसंसर्गतोजायते ॥ १०१ ॥

ભાવાર્થ—વરસાદના પાણીનું બુંદ તપાવેલા લોખંડના ઉપર પડે તો તેની નિશાની પણ દેખાતી નથી, એજ બુંદ કમલના પત્ર ઉપર પડે તો નિર્મળ મોતીના સરખું જોવામાં આવે છે, અને સ્વાતિ નક્ષત્રમાં તેજ વરસાદના પાણીનું બુંદ સમુદ્રમાં શીપનેવિષે પડે છે તો તેનાં અમૂલ્ય મોતી બંધાઈ જાય છે, એજ પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટમાં સોબત પ્રમાણે અસર પ્રત્યક્ષ જોવામાં આવે છે. તેમજઃ—

धीरोत्यंतदयान्वितोऽपिसुगुणाचारान्वितोवाथवा ।
नीतिज्ञोविधिवादेशिकपरोविद्याविवेकोऽथवा ॥
दुष्टानामतिपापभावितधियांसंगंसदाचेद्व्रजेत् ।
तद्बुध्यापरिभावितोव्रजतितत्साम्यंक्रमेणस्फुटम् ॥ १०२ ॥

ભાવાર્થ—અત્યંત ધીર અથવા બુદ્ધિમાન્, દયાળુ, સારા ગુણવાળો, તથા સારાં આચરણવાળો, નીતિને સમજનાર અને સારા માઠાનો વિવેક બીજાને સમજાવી જાણે એવો, તેમજ વિદ્વાન અને વિવેકી હોય; તેવા પુરૂષને પણ જેની ઘણી પાપબુદ્ધિ છે એવા દુષ્ટ પુરૂષનો નિરંતર સંગ રહે તો તે પાપિષ્ઠ મનુષ્યની બુદ્ધિ પ્રમાણે તેની બુદ્ધિ થઈ જાય છે અને પોતે પણ તેવાં નિચ આચરણો પ્રસિદ્ધ રીતે કરે છે. (માટે નઠારા પુરૂષની સોબત કરવી નહીં.)

## પરસ્ત્રીની સોબત ન કરવી.

सन्मार्गस्खलनंविवेकदलनंप्रज्ञालतोन्मूलनं ।
गांभीर्योद्दहनंधृतेश्वशमनंनीचत्वसंपादनं ॥
सत्ध्यानावरणंत्रपापहरणंपापप्रपापूरणं ।
धिक्कष्टंपरदारवीक्षणमपित्याज्यंकुलीनेनतत् ॥ १०३ ॥

ભાવાર્થ—ઉત્તમ કુળમાં પેદા થયેલા મનુષ્યે પરસ્ત્રી સામી નજર પણ કરવી નહીં. કારણ કે, પરસ્ત્રી સામુ પાપબુદ્ધિથી જોવું એ સન્માર્ગથી ખેસવનારૂં છે, વિવેકનું દળનારૂં છે, બુદ્ધિરૂપ લતાને મૂળમાંથી ઉખેડી કાહાડનારૂં છે, ગંભીરતાને ઉછાળી નાખનારૂં છે, ધીરજને શમાવી દેનારૂં છે, નીચપણાને સંપાદન કરનારૂં છે, સારા ધ્યાનને ઢાંકી દેનારૂં છે, લાજને ખોનારૂં છે, પાપરૂપ પિયાવાને પુરનારૂં છે અને કષ્ટરૂપ તથા ધિક્કાર ભરેલું છે.

किंविद्ययाकिंतपसा, किंत्यागेनश्रुतेनवा ।
किंविविक्तेनमौनेन, स्त्रीभिर्यस्यमनोहृतम् ॥ १०४ ॥

ભાવાર્થ—પરસ્ત્રીયોમાં જેનું મન ગુંથાયું છે, તેઓ વિદ્યા ભણે તો વિદ્યાથી પણ શું થવાનું, તેઓ તપ કરે તો તપથી પણ શું થવાનું, તેઓ દાન કરે તો દાનથી પણ શું થવાનું, તેઓ શાસ્ત્ર સાંભળે તો તે શાસ્ત્ર શ્રવણથી પણ શું થવાનું, તેઓ એકાંતમાં રહે તો એકાંતથી પણ શું થવાનું, અને તેઓ કદી મૌન વ્રત લઈ મુગા બેસે તો પણ તે મૌન વ્રતથી શું થવાનું કાંઈજ નહીં. માટેઃ—

**नहीदृशमनायुष्यं, लोकेकिंचनविद्यते ।**
**यादृशंपुरुषस्येह, परदाराभिमर्षणम् ॥ १०५ ॥**

ભાવાર્થ—પુરૂષનું આયુષ્ય તોડનારૂં લોકમાં પરસ્ત્રીના સ્પર્શ જેવું બીજું કાંઈજ નથી.

**मातृवत्परदारेषु, परद्रव्येषुलोष्टवत् ।**
**आत्मवत्सर्वभूतेषु, यःपश्यतिसधर्मवित् ॥ १०६ ॥**

ભાવાર્થ—જે પુરૂષ પરસ્ત્રી સામુ માતૃ (માતાની) તુલ્ય બુદ્ધિથી જુવે છે, જે પરદ્રવ્યને મૃતિકા (માટી) તુલ્ય લેખે છે, અને જે પ્રાણિમાત્રને પોતાના સમાન ગણે છે અથવા દેખે છે તે ખરા ધર્મને। જાણે છે (બાકી સર્વ આંધળા છે.)

## ક્ષમામાં મોટો ગુણ છે.

**क्षमेदशक्तःसर्वस्य, शक्तिमान्धर्मकारणात् ।**
**अर्थानर्थौसमौयस्य, तस्यनित्यंक्षमाहिता ॥ १०७ ॥**

ભાવાર્થ—શક્તિ વગરના માણસે સહુપર ક્ષમા રાખવી, અને શક્તિવાળા માણસે ધર્મને માટે ક્ષમા રાખવી, તથા જેને અર્થને અનર્થ સરખાં છે અર્થાત્ શક્તિમાન પણ ન હોય તેમ શક્તિ વગરનો પણ ન હોય, તેને પણ ક્ષમા છે તેજ નિરંતર હિતકાર છે.

**तपोबलंतापसानां, ब्रह्मब्रह्मविदांबलं ।**
**हिंसाबलमसाधूनां, क्षमागुणवतांबलं ॥ १०८ ॥**

ભાવાર્થ—તપસ્વિઓનું બળ તપ છે, બ્રહ્મને જાણનારનું બળ બ્રહ્મ છે, નીચ અથવા નઠારા પુરૂષનું બળ હિંસા છે અને ગુણવાન પુરૂષોનું બળ ક્ષમા છે.

**क्षमाशस्त्रंकरेयस्य, दुर्जनःकिंकरिष्यति ।**
**अतृणेपतितोवह्निः, स्वयमेवोपशाम्यति ॥ १०९ ॥**

ભાવાર્થ—જેના હાથમાં ક્ષમારૂપિ શસ્ત્ર છે તેને દુર્જન શું કરનાર છે? જેમકે ઘાસ વગરની જગામાં પડેલો અગ્નિ પોતાની મેળેજ શાન્ત થાય છે.

**नरस्याभरणंरूपं, रूपस्याभरणंगुण: ।**
**गुणस्याभरणंज्ञानं, ज्ञानस्याभरणंक्षमा ॥ ११० ॥**

ભાવાર્થ—નરનું આભૂષણરૂપ, રૂપનું આભૂષણ ગુણ, ગુણનું આભૂષણ જ્ઞાન અને જ્ઞાનનું આભૂષણ ક્ષમા છે.

**क्षमाबलमशक्तानां, शक्तानांभूषणंक्षमा ।**
**क्षमावशिकृतिर्लोके, क्षमयाकिंनसिद्धयति ॥ १११ ॥**

ભાવાર્થ—અશક્ત પુરૂષનું બળ ક્ષમા છે, શક્તિમાન પુરૂષનું ભૂષણ ક્ષમા છે. ક્ષમા એ એક મોટું વશિકરણ છે માટે ક્ષમાથી શું સિદ્ધ નથી થતું. ? (અર્થાત્ બધું થાય છે.)

## મરણાવસરે સહાયભૂત થવું.

**गुरुर्नसस्यात्स्वजनोनसस्यात् ।**
**पितानसस्याज्जननीनसास्यात् ॥**
**दैवंनतत्स्यान्नपतिश्चसस्या ।**
**न्नमोचयेद्यःसमुपेतमृत्युम् ॥ ११२ ॥**

ભાવાર્થ—મૃત્યુ પ્રાપ્ત થએલા મનુષ્યને જે છોડવે નહી તે ગુરૂ હોય તોપણ તે ગુરૂ નહીં સમજવો, સ્વજન હોય તો તેને સ્વજન નહીં ગણવો; પિતા હોય તોપણ તેને પિતા નહીં ગણવો, માતા હોય તો પણ તેને માતા નહી ગણવી, પતિ હોય તોપણ તેને પતિ નહીં ગણવો, અને દૈવ હોય તોપણ તેને દૈવ નહીં ગણવો; અર્થાત્ એ સઘળાં સન્માર્ગમાં કામે આવે અને કલ્યાણના માર્ગ બતાવે તોજ તેને ખરાં સંબંધી સમજવાં.

## જ્ઞાતિસાથે સંપ રાખવો.

**संभोजनंसंकथनं, संप्रीतिश्चपरस्परं ।**
**ज्ञातिभि:सहकार्याणि, नविरोध:कदाचन ॥ ११३ ॥**

ભાવાર્થ—ખાવું, બોલવું અને પરસ્પર પ્રીતિ બાંધવી એ સઘળું

પોતાની જ્ઞાતિ સાથે કરવું જોઈએ, કોઈ દિવસ જ્ઞાતિ સાથે વિરોધ કરવો નહીં.

## જગતમાં સર્વ સ્વાર્થી છે.

वृक्षंक्षीणफलंत्यजंतिविहगा: दग्धंवनांतंमृगा: ।
पुष्पंपीतरसंत्यजंतिमधुपाऽशुष्कंसरस्सारसा: ॥
निर्द्रव्यंपुरुषंत्यजंतिगणिका, भ्रष्टंनृपंमंत्रिण: ।
सर्व:कार्य्यवशाज्जनोऽभिरमतेक:कस्यनोवल्लभ: ॥११४॥

ભાવાર્થ—પક્ષિ ફળવિનાના વૃક્ષનો, હરણ દગ્ધ થએલા વનનો, ભ્રમરો ફુલમાંથી સત્વનો નાશ થવાથી, સારસ નિર્જળ સરોવરનો, વેશ્યા દ્રવ્યહીણ પુરૂષનો, મંત્રિઆદિ રાજ્યભ્રષ્ટ થએલા રાજાનો ત્યાગ કરે છે. માટે સર્વે જનો સ્વાર્થ મતલબી છે કોઈ કોઈનું સગુ નથી.

## વિશ્વાસ ન કરવો.

यत्रस्त्रीयत्रकितवो, बालोयत्रानुशासिता ।
मज्जंतितेऽवशाराजन्नद्यामश्मप्लवाइव ॥ ११५ ॥

ભાવાર્થ—જ્યાં સ્ત્રીનો કે કપટીનો કિંવા બાળકનો હુકમ ચાલતો હોય ત્યાં હે રાજન્! નદીમાં જેમ પથ્થરનું વહાણ ડુબી જાય તેમ તેને આધીન થએલા સઘળા ડુબી જાય છે "માટે એ ત્રણના હુકમ તાબે કદી રહેવું નહી."

स्त्रीधूर्तकेऽलसेभीरौ, चंडेपुरुषमानिनि ।
चौरेकृतघ्नेविश्वासो, नकार्योनचनास्तिके ॥ ११६ ॥

ભાવાર્થ—સ્ત્રીઓનેવિષે, આળસુવિષે, બીકણનેવિષે, તીક્ષણનેવિષે, અભિમાનીનેવિષે, ચોરનેવિષે, કરેલા ઉપકારને નહી જાણનારનેવિષે અને નાસ્તિકનેવિષે વિશ્વાસ કરવો નહીં.

## સમયને અનુસરીને બોલવું.

अप्राप्तकालवचनं, बृहस्पतिरपिब्रुवन् ।
लभतेबुद्ध्यवज्ञान, मपमानंचभारत ॥ ११७ ॥

ભાવાર્થ—બૃહસ્પતિ હોય તેપણ જો વખતવગરનું વચન બોલે તો અજ્ઞાન બુદ્ધિપણું અને અપમાન પામે છે. (માટે હે રાજા સમયને અનુસરતું બોલવું.)

## તૃષ્ણાનો અંત નથી.

निःस्वोवष्टिशतंशतीदशशतंलक्षंसहस्राऽधिपो ।
लक्षेशः क्षितिपालतांक्षितिपतिश्चक्रेशतांवांछति ॥
चक्रेशःपुनरिंद्रतांसुरपतिर्ब्राह्मंपदंवांछति ।
ब्रह्माशैवपदंशिवोहरिपदंआशावधिकोगतः ॥ ११८ ॥

ભાવાર્થ—જે માણસ સાવ નિર્ધન હોય છે તે સો રૂપૈયાની ઈચ્છા રાખે છે જેની પાસે સો રૂપૈયા હોય તે એક હજાર રૂપૈયાનો આસામી થવાની ઈચ્છા રાખે છે, જે હજાર રૂપૈયાવાળો હોય તે લાખ રૂપૈયા મેળવવાની આશા બાંધે છે, ને જેની પાસે લાખ રૂપૈયાની પુંજી હોય તે રાજા જેવા થવાની આશા રાખે છે, જે રાજા હોય તે ચક્રવર્તી (જેવા) થવાની આશા રાખે છે, અને ચક્રવર્તી હોય તેને ઈંદ્રપદ મેળવવાની આશા હોય છે, ઈંદ્રપદ પામેલા પુરૂષને બ્રહ્માનું પદ મેળવવામાં આશા રહે છે, બ્રહ્મપદને પામેલો શંકરનું પદ મેળવવાની આશા રાખે છે, અને શંકરના પદને પામેલો વિષ્ણુના પદને પામવાની આશા રાખે છે (આ પ્રમાણે અપાર આશા છે) માટે આશાની અવધિને કોણ પામેલો છે? સારાંશ આશાનો છેડોજ આવતો નથી. માટે.

तेनाधीतंश्रुतंतेन, तेनसर्वमनुष्ठितं ।
येनाशाःपृष्टतःकृत्वा, नैराश्यमवलंबितं ॥ ११९ ॥

ભાવાર્થ—જે પુરૂષે આશાને પાછળ મેલીને નિરાશપણાને ગૃહણ કર્યું તેજ મનુષ્ય સઘળું ભણ્યો, તેણેજ સઘળું સાંભળ્યું, અને તેણેજ સઘળું કર્યું. વળી:—

यादुस्त्यजादुर्मतिभिः जीर्यतोयानजीर्यते ।
तांतृष्णांदुःखनिवहां शर्मकामोद्रुतंत्यजेत् ॥ १२० ॥

ભાવાર્થ—નઠારી બુદ્ધિવાળાઓએ જે તજાતી નથી અને શરીર ઘસાતાં પણ જે ઘસાતી નથી તે દુઃખને વેહેનારી તૃષ્ણાને કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે ત્યાગ કરવી.

## સંતોષ.

संतोषाऽमृततृप्तानां, यत्सखंशांतचेतसाम् ।
कुतस्तद्धनलुब्धाना, मितश्चेतश्चधावतां ॥ १२१ ॥

ભાવાર્થ—સંતોષરૂપ અમૃતથી તૃપ્ત થએલા પુરૂષોને જે સુખ અને શાંતિ મળે છે તે ધનની લાલચમાં લપેટાયલા અને પૈસાની આશાથી આમ તેમ એટલે ચારે તરફ દોડાદોડ કરનારા પુરૂષોને ક્યાંથી મળે? "અર્થાત કદી ન મળે."

"સંતોષની સાથે સદ્ગુણોનો સંબંધ વિશેષ રહેલો હોય છે. સંતોષથી મનુષ્યમાં સરલતા, સૌજન્ય, સૌશિલ્ય, વિનય, ગંભીરતા, ગુણજ્ઞતા એ આદિ ગુણોના કંઈક અંશ આવી રહેલા માલમ પડે છે, સંતોષથી મનુષ્યનું મન નિર્વિકાર તથા શાંત થાય છે, અને અંતઃકરણમાં જીવનમુક્તની પેઠે પરમ આનંદની પ્રાપ્તિ થાય છે.

## અતિ પરિચય પણ કામનો નહી.

अतिपरिचयादवज्ञ , संततगमनानिरादरोभवति ।
मलयेभिल्लपुरंध्री, चंदनतरुकाष्ठमिन्धनंकुरुते ॥ १२२ ॥

ભાવાર્થ—કોઈપણ મનુષ્ય સાથે ઘણો પરિચય રાખવો નહીં, રાખવાથી આદર ઘટે છે અને વારંવાર કોઈને ઘેર જવાથી તેને (આપણા વિષે) અનાદર થાય છે, જેમકે ચંદનનું લાકડું આપણને ઘણું પ્યારૂં છે પરંતુ મલિયાગર પર્વતઉપર તે વધારે નિપજવાથી ત્યાંહાં વસનારી ભિલ્લ લોકોની સ્ત્રીયો તેને ચુલામાં રસોઈ કરવાને ઠેકાણે બાળેછે.

"હે રાજન્! આ સર્વ રાજ્યનીતિ તમોને સંભળાવી પરંતુ તે સર્વ

વિદ્યામા રહેલી છે. જોકે કોઈપણ મનુષ્યને લખવા વાંચવાનું તથા સારાસાર સમજવાનું બીલકુલ જ્ઞાન નથી તેને કોઈપણ પ્રકારનો ઉપદેશ કરીશું તો તે વ્યર્થ જવાનો એમાં કંઈ શક નહીં. જુઓ વિદ્યામાં શું ખુબી રહી છે અને તેથી મનુષ્ય શું શું કરી શકે છે."

## વિદ્યાની ખુબી.

विद्यानामनरस्यरूपमधिकं, प्रच्छन्नगुप्तंधनं ।
विद्याभोगकरीयशःसुखकरी, विद्यागुरूणांगुरुः ॥
विद्याबंधुजनोविदेशगमनेविद्यापरादेवता ।
विद्याराजसुपूज्यतेनहिधनंविद्याविहीनःपशुः ॥ १२३ ॥

ભાવાર્થ—વિદ્યા એ મનુષ્યનું રૂપ છે, અને તેનું ગુપ્ત ધન છે (એટલે તેને ચોરનો ભય નથી તેમ ખોવાઈ જતી નથી) વિદ્યા ભોગકારી, યશ આપનારી અને સુખ કર્તા છે તેમ શ્રેષ્ટમાં શ્રેષ્ઠ છે, પ્રવાસમાં તે આપણો એક મિત્ર છે ને એ પરમ દેવ છે અને તે રાજ્યમાં પરમેશ્વરની માફક પુજાય છે પણ ધનવાન પુજા તો નથી માટે વિદ્યાવગરના મનુષ્ય હે રાજા! પશુ સમાન છે. તેમજઃ—

हर्तुर्यातिनगोचरंकिमपिशंपुष्णातियत्सर्वदा ।
ह्यर्थिभ्यःप्रतिपाद्यमानमनिशंप्राप्नोतिवृद्धिंपराम् ॥
कल्पांतेष्वपिनप्रयातिनिधनंविद्याख्यमंतर्द्धनं ।
येषांतान्प्रतिमानमुज्झतनृपाःकस्तैःसहस्पर्धते ॥ १२४ ॥

ભાવાર્થ—વિદ્યા એ એક એવા પ્રકારની વસ્તુ છે કે જે ચોરની પણ નજરે પડી શકતી નથી અને હંમેશાં સુખ આપે છે, વળી એ વિદ્યા અગત્યવાળા વિદ્યાર્થીઓને આપવામાં આવે છે પરંતુ તે ન ખુટતાં હંમેશાં વૃદ્ધિને પામતી જાય છે; (બીજી તમામ વસ્તુઓ કેટલેક દિવસે નાશી પામે છે પણ વિદ્યા નાશ પામતી નથી,) એવી જે વિદ્યા તે છાનું ધન છે માટે એ વિદ્યારૂપિ ધન જેની પાસે હોય તેમની આગળ હે રાજન્! હે સદ્ગૃહસ્થો! ઉન્મત્તપણું કરશો નહી, વિદ્યાની બરોબરી કોણ કરી શકે એવો છે? (અર્થાત્ કોઈ નથી.)

विद्याविवादायधनंमदाय, शक्ति:परेषांपरिपीडनाय ।
खलस्यसाधोर्विपरीतमेतत्, ज्ञानायदानायचरक्षणाय ॥१२५॥

ભાવાર્થ—ખળપુરૂષની વિદ્યા કજીયા કંકાસમાં કામ લાગે છે, તેનું ધન ઉન્મત્તાઈમાં જવામાં કામ લાગે છે, તેની શક્તિ બીજા પ્રાણિયોને પીડા કરવાના કામમાં આવે છે પણ જે સત્પુરૂષ છે તેનાં વિદ્યા, ધન અને શક્તિ તો સારાજ કામમાં આવે છે.

## સત્પુરૂષની સંગત.

नलिनीदलगतजलवत्तरलं तद्वज्जीवनमतिशयचपलं ।
क्षणमपिसज्जनसंगतिरेका, भवतिभवार्णवतरणेनौका ॥१२६ ॥

ભાવાર્થ—કમળના પાનમાં પડેલું પાણીનું ટીપું જેવું મનોહર છે અને જેવું તે ચપળ એટલે ક્ષણવારમાં નાશ થઈ જનારૂં છે તેનીપેઠે આપણું જીવન પણ મનોહર છે અને ઘણુંજ ચંચળ ગતિનું અર્થાત્ ક્ષણમાં નાશ થઈ જનારૂં છે; માટે ક્ષણવાર પણ જો સત્પુરૂષોની સંગતિ થઈ હોય, તો તે સંગતિ આ સંસારરૂપિ સમુદ્રને તરી જવામાં નાવરૂપ થાય છે.

## ઉદ્યોગને અંગે કર્મ રહેલું છે.

कर्माश्रितम्फलंपुंसाम्बुद्धि: कर्मानुसारिणी ।
तथापिसुधियाभाव्यं, सुविचार्य्यैवकुर्वता ॥ १२७ ॥

ભાવાર્થ—પુરૂષોને જે ફળ મળે છે તે કર્મના આશ્રયથીજ મળે છે અને કર્મ પ્રમાણે બુદ્ધિ સુજે છે, તોપણ સારી બુદ્ધિવાળાઓએ સારા વિચાર કરવા.

शकटीचक्रवद्वेद्यौ, भाग्योपायौहिकर्मण: ।
एकेनैवतुचक्रेण, शकटीगन्तुमक्षमा ॥ १२८ ॥

ભાવાર્થ—ભાગ્ય અને ઉપાય એ બન્ને રથના ચક્રની પેઠે જાણવા, જેમકે એક ચક્રથી ગાડી ચાલવાને શક્તિમાન્ નથી તેમ.

## વૈરાગ્યશિવાય સર્વ વસ્તુમાં ભય છે.

भोगेरोगभयं कुलेच्युतिभयं वित्तेनृपालाद्भयं ।
मानेदैन्यभयं बलेरिपुभयं रूपेजरायाभयं ॥
शास्त्रेवादभयं गुणेखलभयं कायेकृतांताद्भयं ।
सर्ववस्तुभयान्वितं भुविनृणांवैराग्यमेवाभयं ॥ १२९ ॥

ભાવાર્થ—ભોગનેવિષે રોગનો ભય છે, કુળનેવિષે હલકુ થઈ જવાનો ભય છે, દ્રવ્યનેવિષે રાજાનો ભય છે, માનપ્રતિષ્ઠાનેવિષે દીનપણું આવવાનો ભય છે, બળનેવિષે શત્રુનો ભય છે, રૂપનેવિષે જરા (વૃદ્ધાવસ્થા) નો ભય છે, શાસ્ત્ર ભણવાવિષે વાદવિવાદ કરવાનો ભય છે, ગુણનેવિષે ખળ પુરૂષનો ભય છે, અને શરીરનેવિષે કાળથકી ભય છે, એમ સર્વે વસ્તુ પૃથ્વીઉપર મનુષ્યને ભયવાળી છે, પરંતુ વૈરાગ્ય એજ એક અભય એટલે ભયવગરનું છે.

આ પ્રમાણે ભોજરાજાને પોતાના ફણિન્દ્રનાથ નામના મહા પ્રતાપિ મહાત્મારૂપ ગુરૂ હતા તેમણે રાજ્યનીતિના કેટલાએક ગ્રંથો વાંચી તે વિષેનો બોધ આપ્યો અને અતિષે પ્યારથી શુદ્ધ અંતઃકરણ પૂર્વક આશીર્વાદ દીધો અને કહ્યું કે, હે રાજેન્દ્ર! આપે રાજ્યનીતિના ઘણાએક ગ્રંથોનો અભ્યાસ કરેલો છે તથાપિ, મારા મુખથી તમને કેટલોક બોધ કરવાની ઉત્કંઠા હતી તે આજ આપના આગળ પૂર્ણ કરી છે. વળી આપ જ્ઞાની અને વિચારવંત સીંધુલના સુપુત્ર છો અને મૂળથી નીતિને વિષે સર્વોપરી છો; છતાં કહેવાનું તાત્પર્ય એટલુંજ કે, મેં જે આ સમય સુચકતા વખતે તુરત ઉપયોગમાં આવી શકે એવા પ્રસ્તાવિક કેટલાક શ્લોકો કહિ સંભળાવ્યા છે તેનું એકાગ્રવૃત્તિથી મનન કરી તેને હૃદયમાં સુદૃઢ ગ્રંથી રાખશો.

આ પ્રકારના વચનામૃતનું મહાપ્રતાપિ ભોજરાજાએ પાન કરી ગુરૂજીને અતિ હર્ષથી અભિવંદન કર્યું અને નાનાપ્રકારના રત્નજડિત્ર અલંકારો આપી તેમનો ઔદાર્યપૂર્વક સત્કાર કરયો.

---

## રાજ્યનો વહિવટ.

એ મહા પ્રતાપિ રાજા જેવી રીતે વિદ્યાકળામાં કુશળ હતો તેવી રીતે રાજ્યનો વહિવટ ચલાવવાની રીતભાતમાં પણ ઘણો નિપુણ હતો; એક દિવસે પોતાના રંગમહેલમાં હિંડોળા ખાટપર બેઠો બેઠો રાજ્યનીતિના ગ્રંથો વાંચતો હતો તે પ્રસંગે તેના મનમાં વિચાર ઉ-ત્પન્ન થયો કે, મને પંડિતો તરફથી કેટલીક બાબતો વિષે બોધ મળ્યો છે તેમ કેટલીક દંતકથાઓથી પણ સાંભળ્યું છે કે, કેટલાએક ગંડિ-યા રાજ્યના સત્તાધીશો અભણ, નિર્માલ્ય, બીકણ, દુર્વ્યસની અને વિશયાશક્ત હોવાના સબબથી તે રાજ્યનો વહિવટ ચલાવનાર કાર-ભારીયો વિગેરે પોતાની ખાયકીસારૂ રાજાઓને ઊંધુ છતું સમજાવી તથા તેમનાથી બળીષ્ટ રાજાઓનો અનેક તરેહનો તાપ દેખાડી તેમને પોતાના સ્વાધીનમાં કરી લઈ પોતાની સત્તા ચલાવી ગરીબ પ્રજા ઉપર જુલમ જાસ્તી ગુજારી હજારો રૂપૈયા તરેહવાર નિમિત્તોથી લુંટી લેછે અને રાજાતરફનું અંધેર તેથી રાજ્યનો ખજાનો બરબાદ કરી રાજ્યને મોટા જોખમમાં આણી મૂકે છે. માટે મારા રાજ્યમાં પણ વખતે આમ અંધેર ચાલતું હશે તો કોણ જાણે? તેથી મારે જાતે તપાસ લેવી.—આ વિચાર પોતાના મનમાં દ્ઢ કરી વસ્ત્રાલંકાર ધારણ કરી ભારે દબદબાથી પોતે દરબારમાં આવવા સારૂં મેહેલમાંથી ની-સર્યો. એટલે નકી પોકારનારે નકી પોકારી માન આપ્યું, જેવી સવારી કચેરીની લગભગ આવી પોહોંચી કે, બુદ્ધિસાગર મંત્રિ, સે-નાનો અધિપતિ રણધીરસિંહ, દીવાની અને ફોજદારી કામનો અધિ-કારી ધર્મપતિ, કોશાધીશ અર્થાત ખજાનચી લક્ષ્મીધર, રાજ્યના વ્યવ-સ્થાપક ગુરૂ પંડિત ફણિન્દ્રનાથ અને બીજા કારભારી તથા પંડિતો આદિ સર્વ મંડળે સામા જઈ સન્માનથી માન આપી રાજ્યરીત પ્રમાણે વંદન કરી કચેરીમાં તેડી લાવ્યા. બાદ પોતે મયૂરાસન રત્નજ-ડિત્ર સિંહાસનપર બિરાજ્યા; એટલે મંત્રિઆદિ સર્વ મંડળ પોતપો-તાની યોગ્યતા પ્રમાણે પોતપોતાને સ્થાનકે બેસી સર્વે પોતાના કામે લાગી ગયા.

પોતાની પ્રજા સુખી છે કે દુઃખી, તથા તે તરફના ટંટા ઝગડાઓની કારભારીઓ દાદ લેછે કે નહી, તેની વાકેફગારી મેળવવા સારૂ અને તેમને વાજબી ન્યાય સરકાર તરફથી મળી શકે એવા હેતુથી દરબારની દેવડીના છજા આગળ એક ઘંટ બંધાવી રાખ્યો હતો; આવી અનેક તરેહની વ્યવસ્થાઓ કરી હતી હવે રાજા, બુદ્ધિસાગરની સાથે તે દિવસે રાજ્ય સંબંધી અનેક તરેહની મસલત કરવામાં ગુથાયો હતો. આણી તરફ કામદાર, મેહેતા, મુત્સદીયો પોતપોતાને સોંપેલાં કામો કરી રહ્યા હતા; એટલામાં એક વૃદ્ધ ડોશીયે દેવડી ઉપરનો ઘંટ વગાડી પોકાર કર્યો કે, માહારાજાધિરાજ ધારાધિપતિ ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ ભોજરાજાને ફરીયાદ, ફરીયાદ. આ અવાજ શ્રવણ કરી ચોપદારે સરકારને જાહેર કર્યું; એટલે તુરત તે બાઇને દરબારમાં દાખલ કરી રાજાની આગળ ઉભી રાખી. રાજા ભોજે પોતાની શાંત વૃત્તિથી તે બાઇને ધીરજ આપી પોતાની પાસે એક જુબાની લખનાર ઘણો ચાલાક સીરસ્તેદાર હતો તેને બોલાવ્યો અને તે બાઈનું સર્વ વૃત્તાંત (જૂબાની) સાંભળી લખી લેવા અને તેને બોલવાને રજા આપી એટલે તેણે ફરીયાદી કરવાનું કારણ કહેવાનું શરૂ કીધું.

"હું આપના રાજ્યની એક ખેડુત રૈયત છું અને અત્રેની રહેવાશી છું. મારૂં નામ ગોમાં ઉમ્મર વર્ષ પાંસઠની, મારૂં ખેતર આ ગામની પશ્ચિમ દિશાયે આશારે અરધા કોસપર આવેલું છે એ ખેતર તળાવિયાના નામથી ઓળખાય છે, એમાં ચાર મોટાં આંબાનાં ઝાડ વાવેલાં છે ને તે મારી મિલ્કત છે, તે આંબામાંહેના એક 'પંડિતિયા નામના' આંબાઉપર આસરે ત્રણ કળશી (૪૮ મણ) કેરિયો લાગી હશે, તેમાંની કેરીયો પાડી જવાની લાલચે અત્રેના ગીરધરલાલ જમીદારનો દીકરો (એનુ નામ ખબર નથી) પોતાની સાથે એક બે સોબતીને લઈ મારા ખેતરની વાડ ભાગી અંદર દાખલ થયો અને તે પંડિતિયા આંબાપર તેમાંના એક છોકરાએ ઉપર ચઢી એક ડાળઉપર આશરે બસો કેરી (સાખીયાં) લાગેલી હશે તે ઉતારી લુગડાના પાં-

છેટિયામાં બાંધી લઈ ગયા. આ સમાચાર હું જ્યારે મારા ખેતરમાં ગઈ ત્યારે મારા ખેતરનો પડોશી (બીજા ખેતરવાળો) એક ધોબી નામે હરખો, કે જેનું ખેતર મારા ખેતરની છેક પાસે છે તે પોતાના ખેતરમાં લાકડાનો માળો બાંધી રાત્રદિવસ ત્યાંહાં રખોપુ કરે છે તેણે કહ્યા; તેથી લાગલી હું જમીદારને ઘેર જઈ તેને હકીકત કહેવા લાગી. પરંતુ તે ન સાંભળતાં એણે કેટલોક મારો તીરસ્કાર કરી અપમાનને પાત્ર કરી મને કાઢી મૂકી પછી હું ગામના તલાટીપાસે અને ફોજદાર પાસે ગઈ પણ તે જમીદારના તેજ (શરમ) થી મારી ફરીયાદ કાનઉપર ના લેતાં રોજ રખડાવવા લાગ્યા; આ રીતે મને વીસ પચ્ચિસ દિવસ સુધી એ બાબતનો ઈનસાફ મુદ્દલ ના મળ્યો અને છેક નીરાશ કરી પછી કોઈ દયાળુ મનુષ્યે આપને જાહેર કરવાની સુચના આપ્યા ઉપરથી નેકનામ તરફ આવીછું, માટે આપ ધર્મજ્ઞ અને ગો દ્વીજના રક્ષણ કર્ત્તા છો તેથી મારા માલના નુકસાનીના પૈસા અપાવનાર સરકાર ધણી છો."

એટલી બસો કેરીઓ અમોને શેહેરમા વેચતાં અરધો રૂપૈયો મળે, વળી મારો જીવનગાળો (મારે માથે છત્ર (ધણી) નથી તેથી) એ ખેતર અને આંબાઉપર છે. માટે હું દૂર્ભાગી તમારે શરણે આવીછું.

આ જુબાની રાજા ભોજ આગળ ફરીથી વાંચી સંભળાવી પછી પેલા ધોબીની સાક્ષી તપાસવાનું શરૂ કીધું.

"હું મજકુર ગામનો એટલે ધારાનગરીનો રેહેવાશી અને જાતે ધોબી છું. મારૂ નામ હરખો, ઉમ્મર આશારે સોપન વર્ષની, મારૂં ખેતર અને ગોમાંના ખેતરની વચમાં ફકત એક આડી વાડ આવેલી છે; આસરે વીસ પચીશ દિવસપર હું મારા ખેતરમાં માળાઉપર બપોરની વખતે રખોપે બેઠેલો હતો તેવામાં ત્રણ છોકરાઓ તે ડોશીના ખેતરની વાડ ભાગી આંબા તળે જઈ તે આંબા ઉપર ચઢી કેરીયો પાડી તે છોકરાઓ કપડાની પોટલી (ગાંસડી) માં બાંધી લેઈ ગયા, એ છોકરાઓમાંનો એક આપણા ગામના ગીરધરલાલ જમીદારનો છોકરો હતો એ તેના સાદ ઉપરથી મેં એને ઓળખ્યો, બીજાઓને હું ઓળ-

ખતો નથી. કેટલી કેરીઓ હતી તે મેં ગણી નથી."—પછી જમીદારના છોકરાની જુબાની લેવી શરૂ કીધી.

"મારૂં નામ મોતીલાલ હું ગીરધરલાલ દેસાઈનો છોકરો, ઉમ્મર વર્ષ સોળની આસરે વીસ પચીસ દિવસઉપર હું મારા બે ત્રણ મિત્રોને લેઈ એક ખેતરમાં ગયો હતો તે આંબા ઉપરની સરસ ગળેલી સાખો (પકાવવા જેવી કેરીયો) જોઈ મન લલચાયું તેથી તે ઉપરથી કેરીયો પાડી લેઈ ગયો. એ અમારો આંબો ન હોતો. મારી મિલ્કત નહીં છતાં ગેરવાજબી કામ મેં કીધું માટે ગુન્હેગાર થયો છું. મારી સાથેના મારા મિત્રો તેઓની કાંઈ તકસીર નથી ફક્ત મારા કહેવાથીજ એ આવેલા; એમને વિટંબણામાં નાખનાર કારણ હું પોતે છું.

"વૃદ્ધ ડોશીની, ધોબીની, અને તે જમીદારના છોકરાની જુબાની ઉપરથી તે જમીદારનો છોકરો ગુન્હેગાર ઠરી ચુક્યો એવું તેના બોલવા ઉપરથી પ્રત્યક્ષ દેખાઈ આવ્યું."

પછી રાજાએ તે વૃદ્ધ ડોશીને એક બાજુપર બેસવાને કહ્યું એટલે સિપાઈયે તેને દૂર એક બાજુપર બેસાડી.

ત્યારપછી ઈનસાફના કાયદા જાણનાર જે ધર્મપતિ ધર્માધ્યક્ષ હતા તેમને મજકુર કજીઆનું નિરાકરણ કરવાને અને કાયદાની બારીકીથી ગુન્હેગારને શિક્ષા ઠરાવવાને ભોજરાજાએ સવાલ પુછ્યો કે, શાસ્ત્રમાં મુકદ્દમા કેટલા પ્રકારના હોય છે અને એમાં આ મુકદ્દમાની ગણત્રી છે કે નહીં ?

ધર્માધ્યક્ષે કહ્યું, હે રાજેન્દ્ર! મનુસ્મૃતિના ધોરણઉપર જોતાં શાસ્ત્રમાં ૧૮ પ્રકારના મુખ્ય મુકદ્દમા છે પણ તેમાંથી ૧૦૮ શાખાઓ ફુટેલી છે; તેમાં આ આ મુકદ્દમાનો પણ સમાવેશ થઈ જાય છે. (આ મુકદ્દમાનું રૂપ જોતાં તે ચોરીનો છે)

તે અઢાર મુકદ્દમાના નામ કહું છું તે આપ શ્રવણ કરો.

तेषामाद्यमृणादान, न्निक्षेपन्स्वामिविक्रयः ।
सम्भुयचसमुत्थानं, दत्तस्याऽनपकर्मच ॥ १२० ॥

वेतनस्यैवचाऽदानं, संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो, विवादःस्वामिपालयोः ॥ १३१ ॥
सीमाविवादधर्मश्च, पारुष्येदंडवाचिके ।
स्तेयंचसाहसंचैव, स्त्रीसंग्रहणमेवच ॥ १३२ ॥
स्त्रीपुन्धर्मोविभागश्च, द्यूतमाह्वयएवच ।
पदान्यष्टादशैतानि, व्यवहारस्थिताविह ॥ १३३ ॥
एषामेवप्रभेदोऽन्यः शतमष्टोत्तरंभवेत् ।
क्रियाभेदान्मनुष्याणां, शतशाखोनिगद्यते ॥ १३४ ॥

ભાવાર્થ—૧ કર્જ દેવું અને લેવું. ૨ આપણી દોલત કોઈને ઘેર થાપણ મુકવી. ૩ માલીકની ગેરહજરીમાં રજાવગર તેની વસ્તુ વેચી નાખવી. ૪ પોતપોતાની દોલતનો ભંડોળ કરી ઘણાજણેમળી એક વેપાર ઉભો કરવો અને તેમાં બીજા ભાગીદારોને મેળવી પોતાના ધનના હિસ્સા વેંહેંચી લેવા. ૫ એક વસ્તુ બીજાને આપવી અને પાછી છીનવી લેવી. ૬ નોકરની પાસે નોકરી કરાવી તેનો પગાર ન આપવો. ૭ પંચે અથવા રાજાએ કોઈ ડાહ્યા માણસની સાથે આપણા કોઈ પણ કામ સંબંધી ઠરાવ કરી આપેલો હોય તે ઠરાવને તોડવો. ૮ વેચ્યા લીધા પછી મૂલ બાબત પાછળથી તકરાર લેવી. ૯ શેઠની સાથે ચાકરે વાદ વિવાદ કરવો. ૧૦ ગાંમ અથવા જમીનની હદ બાબતની તકરાર ઉઠાવવી. ૧૧ ગાળ દેવી અથવા અપમાન આપવું. ૧૨ ચોરી કરવી. ૧૩ સાહસ કરવું. ૧૪ જુલમ જાસ્તીથી કોઈનું ધન હરણ કરવું. ૧૫ પારકી સ્ત્રીને છેડવી અથવા કુડી દૃષ્ટિ કરવી. ૧૬ સ્ત્રીપુરૂષના ધર્મ. ૧૭ દાયભાગ. ૧૮ ધન અથવા હરેક જણશ વિષે જુગટુ રમવું.

સદહુ દરસાવ્યા મુજબ ૧૮ તરેહના મુકદ્દમા કહ્યા છે અને તેના ૧૦૮ જુદા જુદા ભેદ જણાવ્યા છે, એ ભેદ જુદા મનુષ્યો જુદા જુદા એક બીજાના મતવાદ ચાલવાથી થયેલાછે પરંતુ એકસો ને આઠ ભેદનો સમાવેશ તે અઢારમાં થઈ જાય છે, છતાં આજનો કજીયો તો

અઢાર મુકદ્દમા માંહેનો ચોરી કરવાનો છે તેથી ચોરી કરનારને કાયદાની કલમની બારીકી તપાસી જોતાં નીચે મુજબ શિક્ષા જણાવેલી છે. (મનુસ્મૃતિમાં કહ્યું છે.)

**शाकानामार्द्रमूलानां, हरणेफलमूलयोः ।**
**गोरसेक्षुविकाराणां, तथालवणतैलयोः ॥ १३९ ॥**
**सर्वेषामल्पमूल्यानां, मूल्यात्पंचगुणोदयः ।**

ભાવાર્થ—જમીનમાં નિપજતા કંદ (રતાળુ, સુરણ) બોર અને આંબા તેમજ દૂધ સેરડીનો રસ અથવા સેરડી, દહી, મીઠું, તેલ આદિ થોડા મૂલની વસ્તુઓ એમાં કોઈપણ વસ્તુની કોઈ ચોરી કરે તો તેને વસ્તુની કિમ્મત પૈકી પાંચ ઘણા દામ વધારેના દંડની સજા કરવાનો અધિકાર છે, માટે રાજાને અધર્મી અને દુષ્ટ કર્મ આચરનારા ગુન્હેગારને સજા કરવાનું સજાવર છે તેથી શિક્ષા કરવાને રાજાએ ગુન્હેગારપર દયા કદી લાવવી નહી. કહ્યું છે કેઃ—

**शासनेयोमृदूराजा, सस्वराज्यविनाशकः ।**
**नसूत्रेणमणिर्वेध्यो, विनालोहस्यतंतुना ॥ १३६ ॥**

ભાવાર્થ—ગુન્હેગારને શિક્ષા કરવામાં રાજાયે દયાળુ થવું એ પોતાના રાજ્યને હાનિ કર્તા છે જેમકે સૂતરના તારથી કંઈ મણિ વિંધાતો નથી પણ લોખંડનો તાર કામે લગાડીયે તોજ વિંધાશે. તેમજઃ—

**पशोस्समूहाद्यदिचैकताडने, ।**
**यथासमस्ताःप्रभवंतिताडिताः ॥**
**तथैवचातंकविधौसुशासिते ।**
**जनेसमस्ताःप्रभवंतिशासिताः ॥ १३७ ॥**

ભાવાર્થ—કેટલાંએક ચોપગાં જનાવરનાં ટોળાં ચાલ્યાં જતાં હોય અને એને દૂર કરી રસ્તો કરવો હોય તો આગળના એકને હઠાવ્યાથી અથવા મારવાથી સર્વ જનાવર મારના ભયથી બાજુપર ખશી જશે. એજ રીતે હે રાજા! એકને શિક્ષા કરવાથી ઘણા જણા એવા ગુન્હા કરતાં ડરશે.

"આવાં ન્યાયશાસ્ત્રનાં વચનો ધર્માધ્યક્ષના મુખથી શ્રવણ કરી વૃદ્ધ સ્ત્રીના મુકદ્દમા બાબત તે જમીદારના છોકરા મોતીલાલને તથા તેના બાપને તથા ગામના ફોજદારને તથા તલાટીને પોતાની પાસે બોલાવ્યા બાદ જમીદારને કહ્યું કે, તમો સદ્ગૃહસ્થ અને પ્રતિષ્ઠિત થઈને તમારો છોકરો ગુન્હેગાર હોવા છતાં તેને ધમકી ન આપતાં તે અનાથ વૃદ્ધાવસ્થાને પામેલી ડોશીને તિરસ્કાર કરી તેને ધમકાવી કહાડી મૂકી એ કેવળ ગેરવાજબી કામ કર્યું. વળી ફોજદારને તથા તલાટીને બોલાવી કહ્યું કે, હું તમોને ભરપુર મુસારો આપતો છતાં મારા રાજ્યની પ્રજાનું તમો બરોબર સંરક્ષણ કરતા નથી તેમ કોઈ ફરીયાદીની દાદ સાંભળતાં નથી એ ઉપરથી તમોએ પણ નીતિનો ભંગ કરયો એ અઘટિત કામ કર્યું."

"પછી ભોજરાજાયે ગીરધર લાલ દેસાઈને તથા તેના દીકરા મોતીલાલને પોતાની પાસે બોલાવી હુકમ કરયો કે, તમોએ નીરપરાધી ડોશીને તિરસ્કાર કરી ધમકી આપી તેથી ગુન્હેગારીના રૂા. ૧૦૦ દંડ તરીકે આ વખતે તે બાઈને આપવા. અને તમારા દીકરા મોતીલાલે ચોરીનો ગુન્હો કરયો તેથી તેને ચાર માસની કેદની શિક્ષા કરવામાં આવી છે. અને તેના બન્ને સોબતીને નિર્દોષ જાણી બાતલ કરયા છે."

ગામના તલાટી અને ફોજદારની બે દરકારી સાબીત થયાથી તેઓને એક એક માસના પગારની દંડની શિક્ષા કરી.

પછી ભોજરાજા સર્વ કચેરીમાં વિરાજનારાઓ આગલ બોલ્યો કે હંમેશાં રાજાનો સ્વભાવ હોય છે કે,

**नकश्चिचंडकोपाना, मात्मीयोनामभूभृताम् ।**
**होतारमपिजुह्वंतं, दहत्येवहुताशनः ॥ १२८ ॥**

ભાવાર્થ—ક્રોધના આવેશમાં રાજાઓ કોઈને પોતાનો ગણતા નથી તે અહિયાં સુધી કે, જો પોતાનો પુત્ર ગુન્હેગાર હોય તો તેને પણ શાસન કરવાને ચુકતા નથી; જેમકે હોમ કરવાનો અગ્ની તે નિત્ય

પ્રત્યે તેમાં હોમ કરનાર મનુષ્યને પણ હાથમાં પકડવાથી બાળ્યા વગર છોડતો નથી. વળીઃ—

प्रसादोनिष्फलोयस्य, यस्यक्रोधोनिरर्थकः ।
नतंराजानमिच्छंति, पतिंषंढमिवाङ्गनाः ॥ १३९ ॥

ભાવાર્થ—જે રાજાની પ્રસન્નતા અને ક્રોધ નિષ્ફળ જાય છે તે રાજાને તેની પ્રજા ચહાતી નથી. જેમકે નપુંસક પુરૂષને સ્ત્રી. એટલું કહી રાજા બોલ્યો કેઃ—

अपराधेद्वयेक्षान्ति, र्भविष्यतिसदांडिकाः ।
अपराधेतृतीयेवै, पदच्युतिरसंशया ॥
इतिसर्वेविजानंतु, प्रसिद्धमऽधिकारिणः ।
अमतोयत्नतःकार्य, भजंतुसुविचारतः ॥ १४० ॥

ભાવાર્થ—આ વાત તમો સર્વે અધિકારિયો ધ્યાન દઈ શ્રવણ કરો અને યાદ રાખો કે, હું પ્રથમનો ગુન્હો ક્ષમા કરીશ, અને બીજી વખતે ગુન્હો થયો તો સજા કરીશ અને ત્રીજી વખતે ગુન્હો પડ્યો તો જરૂર તેને બરતરફ કર્યાવિના રહેવાનો નથી માટે તમો સર્વે અમલદારોને શિખામણ દેઉં છું કે, હંમેશાં વિચાર કરી ખરી મેહેનતથી સરકારી કામકાજ બજાવવું, નહીં તો તમોને પાછળથી પસ્તાવું પડશે. એમાં કંઈ સંદેહ નહીં.

---

## લીલાવતી સાથે ભોજરાજાનાં લગ્ન.

એ ભોજરાજાની રાજ્ય ચલાવવાની કારકીર્દી તથા વિદ્વાનો રાખી પોતાની પ્રજામાં વિદ્યાનો ફેલાવો કરવાની અંતઃકરણની દિન દિન પ્રત્યે વધતી જતી પ્રીતિ અને દાન ધર્મ ઉપર સંપૂર્ણ નેષ્ઠા જોઈ દેશ પ્રદેશમાં એની કીર્તિના કીરણો બંદીજનો (ભાટ ચારણ વિગેરે) ના મુખથી બહુ ફેલાવા માંડ્યા.

કોઈ એક સમયે ધારાનગરના દરબારમાં આવી ગએલા કોઈ ચારણે પાટલી પુત્રના દરબારમાં જઈ તે રાજાની કેટલી એક ખ્યાતી ગાઈ તેનુ મન અતિ પ્રસન્ન કરી ભોજરાજાનાં અતિશય વખાણ કરયાં; એટલે રાજાના મનમાં વિચાર આવ્યો કે, આપણી કુંવરી જે લીલાવતી ૩૫ ગુણ અને વિદ્યા કલામાં પરિપૂર્ણ છે તેનું લગ્ન એની સાથે કર્યું હોય તો ઠીક. કેમકે એક તો એ મોટા રાજ્યનો ધણી, વળી કુલીન વિક્રમ રાજાના વંશનો, તેમ ચતુર અને વિચક્ષણ એક મહાન્ પંડિત જેવો છે. તેથી એનામાં સોનું અને સુગંધ બેઉ એકત્ર મળેલાં છે. આવો દૃઢ ઠરાવ કરી રાણીઓના તથા પોતાના ડાહાયા અને વૃદ્ધ પ્રધાનોના અનુમત લઈ પોતાની સકુમાર કન્યા લીલાવતીનું સગપણ જોડવાને માગુ નાખવા પોતાના ઘરના વિશ્વાસુ ગોરને થોડાં એક માણસો સાથે શ્રીધારા નગર મોકલ્યો. કેટલેક દિવસે તે ધારા નગરીમાં આવી પોહોંચ્યો. રાજાને તેમના આવવાના સમાચાર જાણ થતાંજ દરબારમાં બોલાવી સારી રીતે સન્માન કરી અન્નપાનાદિક વસ્તુઓથી તેમનું મન સંતુષ્ટ કર્યું. પછી ગોરે તેમની પાસે આવવાની તમામ હકિકતથી વાકેફ કરી તેમનું લીલાવતી સાથે સગપણ જોડી તિલક કરી શ્રીફળ અને સોના મોહોર હાથમાં મૂકયાં અને વિવાહ સંબંધી સઘળી રીત ભાતનો બંદોબસ્ત કરી અમુક દિવસ લગ્નનો મુકરર કરી ગોર પાટલી પુત્ર વિદાય થયો.

વિવાહ સંબંધી સમાચાર નગરમાં ફેલાયાથી ઘેરેઘેર તમામ પ્રજામાં આનંદ વરતી રહ્યો. અમીરઉમરાવો જાનમાં જવા સારૂ રાજવંશી પોષાગો તથા અનેક તરેહના નવા નવા રત્નજડિત્ર અલંકારો તથા ઉપયોગી સામાન સરંજામ તૈયાર કરાવવાની ખટપટમાં ગુંથાયા હતા, તેમ દરબારમાં પણ એજ ધામધુમ ચાલી રહી હતી. સર્વે વસ્ત્રાભુષણઆદિ સર સામાનથી તૈયાર થયા પછી રાજાના હુકમથી પોતાના ભાયાતો, પ્રધાનો, કારભારી, નગરના શેઠશાહુકાર, અમીરો, તથા ચતુરંગણી સેના, અને અનેક પ્રકારનાં વાદિત્રો તથા હજારો રૂપૈયાનું દારૂખાનું સજ કરી પાટલી પુત્ર જાનમાં જવાને દરબારગઢ પાસે સર્વ સાજનભેગુ થયું.

પછી સુંદર ઐરાવત ઉપર રત્નજડિત્ર સુવર્ણના કળશોથી દેદિપ્યમાન અંબાડીમાં ભરજરી પોષાગ તથા નખથી શિખાપર્યંત જડિત્ર અલંકારોથી ઓપીત ઈંદ્રના સમાન કાન્તિવાળા ભોજરાજા તેમાં વિરાજ્યા. તે વખતે નગરની સર્વે પ્રજાએ જયજયકારની ધ્વની સાથે પુષ્પની વૃષ્ટિ કરી. આ વખતનો નાના પ્રકારના વાદિત્રોનો અવાજ તથા દારૂખાનાની રચનાનો દેખાવ ઘણોજ અદ્ભુત દેખાતો હતો. વર રાજાનું સુંદર મુખાવલોકન કરવા સારૂં નગ્રની તથા ફરતા દસ દસ બાર બાર કોસની અઢારે વર્ણ (પ્રજા) ભેગી મળી હતી. હજારો ઐરાવત સરખા માતંગો, તથા લક્ષાવધી ઘોડાઓ, સુવર્ણના સાજોથી ઓપાવી તેપર બેઠેલા અમીર ઉમરાવો ભરજરી પોષાગોથી શોભાયમાન દેખાતા હતા, સુંદર સ્ત્રીઓના સમાજ માંહેની ચક નાખીને, કોઈ પાલખીયોમાં, કોઈ મિયાનામાં તથા કેટલીક સુંદર સુવર્ણમય ઘુઘરીઓથી જડેલા તથા સોનાની શીંગડીઓથી મઢેલા ઘોરીઓ (બળદો) ને ઘુઘર માળોથી શણગારી જોતરેલા રથોમાં ઈંદ્રના ઘરની અપ્સરાઓ સરખી કાન્તિવાળી વિશ્વમોહની સ્ત્રીઓ બેઠેલી હતી. આ રીતે સઘળો વરઘોડાનો ઠાઠ મચી રહ્યો. એટલામાં રાજ્યગોરે શુભ મુહૂર્ત અને લગ્ન ચોઘડિયું સાધીને શુકન આપ્યા કે પ્રયાણ કરવાને ફતેહનાં વાદિત્રો તથા દારૂખાનાના બહાર શરૂ થયા.

સર્વથી આગળ વાદિત્રોવાળાને ચાલવાનો હુકમ થયો કે તુરત સામેથી આવતી પ્રથમ સવત્સી ગાય સામે મળી. ત્યાંથી આગળ થોડેક દૂર ચાલ્યા તો સરોવર ઉપરથી જળથી પૂર્ણ ભરેલા ઉજાળેલા સુવર્ણમય ચલકતા કળશોથી મસ્તકને શોભાવતી અને સુંદર તે સમયને અનુસરતાં માંગલિક કોકિલવત્ મધુર સ્વરથી ગીતો ગાતી આવતી બ્રહ્મકુમારિકાઓ, તથા ફુલોની વૃષ્ટિ કરતો માળી પોતાની સ્ત્રી સમેત સામાં મળ્યાં.

આવા પ્રકારના માંગલિક શુકનમાં આગળ વાદિત્રવાળાઓ, તેમની પાછળ રાજ્યવંશી જામા પીછોડીથી શોભતા ગંભીર અને સભ્યતા ભરેલા અમીર ઉમરાવોનો સમાજ તથા રંજન કરનારી નાટકીયો

નૃત્ય કરતી ચાલતી હતી. વળી તેમની પાછળ રંગ બેરંગી સોનેરી સાજથી શણગારેલા વાહનોને નચાવતા નક્ષત્ર સરખા તેજસ્વિ પોતાના ભાયાતોના તથા અમીર ઉમરાવોના રાજ્યકુમાર સાબેલાઓ તથા તેમની પાછળ ત્રણ બાજુએ મોતીઓની ઝાલરોથી બનાવેલી શોભાયમાન તેજસ્વિ વાડીયોના મધ્ય ભાગમાં સુંદર સુવર્ણથી શણગારેલા ગજેન્દ્રઉપર રત્નજડિત્ર અંબાડીમાં જાણે બીજો ઈંદ્રરાજા વિરાજ્યો ન હોય તેવો ધારાધિપતિ ભોજ (વર) રાજા મોટા દબદબાથી ચાલતો હતો. અને પછવાડે નગરની સૌભાગ્યવંતીઓ રંગ બેરંગી વસ્ત્રાલંકારથી શોભિત બની ઠણી મધુર સ્વરોથી ગવાતાં આલ્હાદકારક ગીતો ગાતી ચાલતી હતી. નગ્રની બહાર કેટલેક દૂરસુધી જઈ જાંનને વળાવી સમાજ પાછો વળ્યો; અને જાંન તથા વરરાજાએ ત્યાંહાંથી આગળ પ્રયાણ કર્યું. એ પ્રમાણે મજલ દરમજલ કાપતાં કેટલેક દિવસે પાટલીપુત્ર નગર જઈ પોંહોચ્યા. ભોજરાજાની જાન આવ્યાના વધામણીના સમાચર રાજાને પોંહોંચતાંજ પોતાના કારભારી તથા નગરના સારા સારા શેઠ સાહુકારોને સાથે લેઈ સન્માન આપવા સામૈયામાં સામા ગયા, અને આદર સત્કારથી નગરમાં લાવી સુંદર ઉતારા તૈયાર કરાવી રાખ્યા હતા તેમાં ઉતાર્યા. પછી મોટી ધામધુમથી વેદની વિધિપ્રમાણે બ્રાહ્મણોએ લીલાવતીનો ભોજરાજાસાથે પાણીગ્રહણ કરાવ્યો. તે સમયે લીલાવતીના બાપે કન્યાદાનમાં સુવર્ણના સાજ સાથે કેટલાક હાથી, ઘોડા, પાલખીઓ તથા સેવા કરવાને કેટલાક દાસદાસીયો આપ્યાં, અને લીલાવતીને નાનાપ્રકારના લાખો રૂપૈયાના શણગાર આપી તેની સેવા કરવાને હજાર દાસીઓ આપી. તેમાં એક મહા ચતુર અને સર્વ ગુણસંપન્ન મદનમાલિની નામની સહચરી હતી. એ રીતે એક માસ સુધી જાનની પરોણાગત કરી તેમને મનગમતી પેરામણી આપી જાનને નિરવિઘ્ને વિદાય કરી. પછી કેટલેક દિવસે ભોજરાજા લીલાવતીને લઈ જાનસહિત ધારાનગરી આવી પોહોચ્યા.

---

## પ્રજાને સુધારવા તરફ રાજા રાણીનું સંપૂર્ણ લક્ષ.

લીલાવતી સમેત ભોજરાજાની જાન સુખ શાન્તિથી માંગલિક કામ સમેટી મોટી ધામધૂમથી શ્રી ધારાનગરમાં આવી પહોંચી. હવે ભોજરાજા પોતાની રતીસમાન કાન્તિવાળી પ્રાણવલ્લભાના દીન દીન પ્રત્યે વધતા જતા પ્રેમથી તે શશિવદનીનું મુખાવલોકન કરી નિમગ્ન રહેતો, તેમ કામદેવને લજાવે એવા કાન્તિવંત પોતાના પ્રાણપ્રીય ભરથાર (ભોજરાજા) નું દર્શન કરી પોતે પણ નિમગ્ન રહેતી. આ રીતે દંપતિમાં પ્રેમનો પાસ થોડા દિવસમાં બંધાઈ ગયો.

એ ચંદ્રવદની વિદ્યાકળામાં મહા કુશળ, ચતુર, અને શાસ્ત્રાર્થમાં નિપુણ હોવાથી પોતાના સ્વામીસાથે આનંદના વખતમાં નિત્ય પ્રત્યે નવા નવા ગ્રંથોવિષે વાદ વિવાદ ચલાવતી અને જેમ પતિનું મન પ્રસન્ન રહે તેવી વિનોદની વાર્તાઓ કહી તેમનું મનરાજી રાખતી હતી. આ પ્રકારનું લીલાવતીનું પરમ લાવણ્ય તેમ તેની દાસી મદનમાલિનીની વિદ્વત્તાવિષે નગરમાં ઘણી તારીફ થવા માંડી.

એક દિવસે મણિમિશ્ર નામના પંડિતની સ્ત્રી વિદ્યાધરી જે વિદ્યાકળામાં ચતુર હતી તે પોતાની કન્યાશાળામાંની ચાર કન્યાઓને સાથે લઈ લીલાવતીને મળવા સારૂ તેના મહેલમાં ગઈ; દાસીઓએ લીલાવતીને જાહેર કર્યું કે તુરત હુકમ મળવાથી તેમને સાદરથી રાણીપાસે તેડી ગઈ, તે પ્રસંગે વિદ્યાધરીએ રાણીને તથા ભોજરાજાને આશીર્વાદ દીધો કેઃ—

**अयेबालेलीलावतिगुरुमतेभोजनृपते ।**
**युवांविद्यांलक्ष्मीं कुरुतमतिसंपादनविधौ ॥**
**सुविद्यासल्लक्ष्मी स्त्यजतिनयथापाणियुगलं ।**
**ययोरेकादक्षम्परमपिपराहस्तमनिशम् ॥ १४१ ॥**

ભાવાર્થ—હે લીલાવતી! તથા હે મોટી મતિવાળા રાજા ભોજ! આપ બન્ને જણાં પ્રીતિ પૂર્વક લક્ષ્મીને અને વિદ્યાને અત્યંત સંપાદન કરવામાં એવી રીતે તત્પર થાઓ કે, સુવિદ્યા અને સુલક્ષ્મી તમારા

બેઉ હાથને ત્યાગ કરે નહીં (અર્થાત્ જમણા હાથને વિદ્યા અને ડાબા હાથને ધન કદી પણ આપને છોડી જવાનું મન કરે નહી.

વળી એ વિદ્યા અને લક્ષ્મીથી રાજા પુરૂષવર્ગને ને આપ સ્ત્રી વર્ગને સારી પેઠે સંપન્ન કરો કે જેથી સર્વે પ્રજા સંપત્તિયુક્ત થઈ આ લોકમાં સુખ, અને વિદ્યાના પ્રતાપથી પોતાના અજ્ઞાનપણાનો નાશ કરી પરલોકના વૈભવને પામશે.

આપના પતિએ પ્રજાના હિતાર્થે ઊંચ વર્ણના છોકરાઓ તથા કન્યાઓને સારૂ કેટલાક દિવસથી સંસ્કૃત પાઠશાળા સ્થાપન કરી છે જેનો લાભ ઊંચ વર્ણ એટલે બ્રાહ્મણ વાણીઆઓનાજ વિદ્યાર્થિઓ લેઈ કેટલાએક પંડિત બની પોતાનો નિર્વાહ સારી રીતે ચલાવે છે; અને હવે પછી ઉત્તરોત્તર હજારો પંડિતો નિવડશે. એ સઘળું પુણ્ય અને પ્રતાપ આપના સ્વામીનો છે. પરંતુ સ્ત્રીઓ સારૂં જે પાઠશાળા સ્થાપેલી મારા અખત્યારમાં સોંપેલી છે, તેની દેખરેખ, જેવી રીતે રાજાજીથી છોકરાઓની પાઠશાળાની દેખરેખ દરએક પક્ષમાં એકવાર રખાય છે તેવી રીતે કન્યાશાળાની રાખી શકાંતી નથી. તેનું મુખ્ય કારણ એ છે કે, રાજાજી પોતે કન્યાશાળામાં આવતાં શરમાય છે તેથી ખરેખર મનમાનતી મેનેજ થઈ શકતી નથી. પરંતુ હવે સ્ત્રીવર્ગના ભાગ્યે આપ સરખાં પવિત્ર, સુશીલ, ચતુર, ગુણજ્ઞ અને સાહસીક વૃત્તિવાળાં, તેમજ પોતાની સ્ત્રીવર્ગને અજ્ઞાનના કુપમાંથી તારવાને ઉત્કંઠાવાળાં અમો ગૌબ્રાહ્મણના પ્રતિપાળ ધારાધિપતિના મંદીરને શોભાવનારાં આપ માહારાણી થયાં એ થકી હવે સ્ત્રીઓને ઉત્તેજન મળવાને આપના તરફથી પણ મોટી સહાયતા મળશે.

હે મહારાજ ! આપનો દીર્ઘાયુ થાઓ અને આપનું રાજ્ય અમર તપો. તેમ હે રાણીજી ! આપનું સૌભાગ્ય અમર રહો અને ઘણા સકુમાર યુવરાજની માતા થાઓ. તથાપિ કહેવાનું એટલુંજ કે, આ લોકમાં યશ અને પરલોકમાં મોક્ષ મળવાવિષેનું જેણે સાધન સાધ્યું તેનાજ જીવતરને ધન્ય છે. ને તેજ નર અમર છે એમ જાણો. વળી તેનાજ જીવતરને ધન્ય છે કે, જેણે લોકના કલ્યાણાર્થે અન્નછત્રો

બંધાવ્યાં અને ભુખ્યા ટળવળતા મનુષ્ય પ્રાણીયોના પ્રાણનું રક્ષણ કર્યું. વળી તેનાજ જીવતરને ધન્ય છે, કે જેણે પ્રાણીમાત્ર ઉપર દયા લાવી તેમની સંભાળ લીધી. વળી તેનાજ જીવતરને ધન્ય છે, કે જેણે આંધળા, લૂલા, અપંગ, તથા રોગી લોકોનાં દુઃખ નિવારણ કરવાને ઔષધશાળાઓ બંધાવી. વળી તેનાજ જીવતરને ધન્ય છે કે જેણે તાપ તડકો અને વરસાદમાં વેરાન લાંબા પ્રદેશના જંગલોમાં મુસાફરી કરનાર મુસાફરોને વિશ્રાંતી સારૂ મકાનો (ધર્મશાળા) તથા પાણીની પરવો તથા કુવા, વાવ્યો તથા સરોવરો બંધાવી ને લાખો પશુ પક્ષિ તથા મનુષ્યપ્રાણિઓના આત્માને શીતળ કર્યા. વળી તેનાજ જીવતરને ધન્ય છે કે જેણે દેશના કલ્યાણાર્થે સર્વ પ્રજા અથવા સ્વદેશી બંધુઓના અજ્ઞાનરૂપિ તિમીરનો નાશ કરાવી જ્ઞાનરૂપિ દીનકરમણિનો પ્રકાશ કરવા પાઠશાળાઓ સ્થાપી ઈત્યાદિ ઈત્યાદિ. માટે હે દંપતિ ! આ સર્વે શુભ કાર્યો કરવાને સર્વ વાતે તમો શક્તિવાન છો. આ રીતે કેટલીક વિદ્યા વિનોદ અને સદુપદેશની વાતચીત વિદ્યાધરીના મુખથી શ્રવણ કરી ભોજરાજા તથા લીલાવતી બહુજ પ્રસન્ન થયાં, પછી રાણીજીએ પોતાના અંગનાં આભુષણ બક્ષીસ કરચાં ને તેમની સાથે જે કુમારિકાઓ હતી તેમને ભોજરાજાએ એક એક મૂલ્યવાન હીરાની વીંટી આપી.

વિદાય થતી વખતે લીલાવતીએ વિદ્યાધરીને કહ્યું કે, અમો રાજાજી સાથે વાતચીત્ત કરી સ્ત્રી કેળવણીનો વધારે ફેલાવો કરવાને કેવા ઉપાયો લેવા તેની ગોઠવણ કરી તમારી સહાયતાથી કામ પાર પાડીશું. પછી રાજા રાણીને વંદન કરી વિદ્યાધરી પોતાને મુકામે ગઈ.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ભોજરાજા પોતાનું નિત્ય કર્મ કરી અંગમાં કવચ, કમરમાં વિજળીના જેવી ચમકતી સુંદર સીરોઈની સમશેર, વળિ વામ દક્ષિણ બાજુ રત્નજડિત્ર તિક્ષણ કટાર તથા જમૈયો, પીઠ પાછળ ઢળકતી ચકચકીત ગેંડાની ઢાલ તથા બેવડા બહારના બે સુંદર તમંચા (પિસ્તોલ) આદિ શસ્ત્રોથી સજ થઈ છડી

સવારીએ ફક્ત પોતાના એક હજુરના ખવાસને સાથે લઈ બન્ને પવનવેગી ઘોડાઉપર બેશી અરણ્યમાં મૃગયા રમવાને નિકળી પડ્યા.

તે ઘણા દૂર ગયા ત્યાંહાં એક વૃક્ષની સીતળ છાયામાં નવ હથો વાઘ સુતેલો તેમણે જોયો, એટલે પોતે હુશીયાર થઈ તેનાપર ઘોડો ઝોકાવ્યો અને લગોભગ નજીક આવી બરોબર નિશાન તાકી ગોળીનો બાહાર કરચો પણ તેના ભ્રમરપર લાગીને છટકી ગયો એટલે તુરત વાઘ તેના સામો ફાળ મારતો આવી પહોંચ્યો ને જેવી ઘોડાપર તરાપ મારવા જાય છે તેવો એકદમ જોરથી તરવારનો ઘા કરચો જેથી તે ઘાયલ થઈ પાછે પગે નાઠો, એટલે તેની પાછળ વેગથી ઘોડો દોડાવી કોસ બે ચાર નીકળી જતાં એક સાંકડી જગામાં સપડાયો; એ ઠેકાણે ફ-રીથી જેવી રાજાની દ્દષ્ટી પડી કે બંદુકનો બાહાર કરચો પણ તે નિષ્ફળ ગયો. કે લાગલો તે વકરેલો વાઘ સામો આવી તલપ ભરી જેવો રાજાઉપર થાપ મારવા જાય છે તેવોજ પોતાનો ઘોડો પાછો હઠાવી તરવારનો ઘા કરચો અને તેને પાછો હઠાવ્યો, તથાપિ ઘાયલ શરીરે સાવધ થઈ જોસમાં સામો ધશી આવી ઘોડાની ગરદન પકડી તેને પગના પંઝાથી ઘાયલ કરી મારી નાખ્યો. પછી પોતે છડી સવારીયે પોતાની સમસેરથી ભારે યુદ્ધ કરી નવહથા વાઘને તેના મોંઢામાં તર-વાર ઉભી ખોશી દઈ મારીનાખ્યો. બાદ પોતે પોતાના ખવાસના ઘોડા-પર સ્વાર થઈ ગામતરફ આવવાને બન્નો પાછા ફરચા; પરંતુ સાત આઠ કોસ વેરાન જંગલમાં આવી ચઢેલા તેથી દિશાફેર થઈજવાથી આડે રસ્તે ચઢીગયા અને રસ્તો સુજે નહી પછી પોતે પગરવ (માર્ગ) જોવાને સારૂં એક ઉંચી ટેકરીઉપર ચઢચા તો દૂર એક ભ-રવાડ ખેડુતના છોકરાને ઢોર ચરાવતો જોયો, પછી નીચે ઉતરી તે ખેડુતના છોકરાપાસે જઈ તેને ધારાનગરીનો રસ્તો પુછ્યો ત્યારે ખે-ડુતનો છોકરો આપ્રમાણે બોલ્યો કે, હે રાજેન્દ્ર!

इतोधाराऽस्तिधारेश, सार्द्धयोजनमायता ।
दक्षिणस्यांस्थिताभाति, दक्षमार्गेणगम्यताम् ॥१४२॥

ભાવાર્થ—અહીંયાંથી ધારાનગરી સુમારે છ કોસ દક્ષિણ દિશામાં રહેલી શોભે છે, આપ જમણે હાથ થઈને જાઓ–ખેડુતના છોકરાના મુખથી આ શ્લોક સાંભળીને પોતાના મનમાં કહેવા લાગ્યો કે, ઈશ્વરની જો કૃપા હોય તો મારા રાજ્યમાં આ છોકરાની માફક અઢારે વર્ણને વિદ્યાભ્યાસ કરાવી પાવર્ધો કરૂં. એથી મારી કેટલી શોભા ને કીર્તિ દુનિયામાં ફેલાશે. આવો વિચાર કરતો મોડી રાત્રે રાજા પોતાના મહેલમાં આવી પોહોંચ્યો.

બીજે દિવસે પોતે ભોજરાજા કચેરીમાં આવીને બિરાજ્યો અને પ્રધાનને હુકમ કર્યો કે, આપણા દરબાર તરફથી ઘણા વર્ષની સ્થાપન કરેલી જે પાઠશાળા છે ત્યાંના શિક્ષાગુરૂ મણિમિશ્રને બોલાવા તેડુ મોકલો. પ્રધાને રાજાના હુકમને અમલમાં લાવી મણિમિશ્ર પંડિતને બોલાવ્યા. તેમણે આશીર્વાદ દઈ બોલાવવાનું કારણ પુછ્યું, તે ઉપરથી રાજા બોલ્યો કે, જેવી રીતે આપની પાઠશાળામાં ઊંચવર્ણના વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે તેવી રીતે નીચ વર્ણની આપના રાજ્યની તમામ પ્રજાને વિદ્યાભ્યાસ કરવા સારૂ બે પાઠશાળાની જરૂર છે માટે આવતી કાલે તમારી પાઠશાળામાં નગરની સર્વે પ્રજામાંના જાણીતા જાણીતા સભ્ય મનુષ્યોને અમુક વખતે ભેગા થવા માટે જાહેરખબર આપો. આવતી કાલે હું પણ એજ કાર્ય સારૂ ત્યાંહાં આવવાનો છું.

મણિમિશ્રે વંદન કરી પોતાને ઘેર જઈ સારા સારા મનુષ્યોના ઉપર ચિઠ્ઠીયો મોકલાવી, અને બીજે દિવસે પોતાની શાળામાં આવવા સારૂ જાહેર કરેલું તે મુજબ સર્વે ગૃહસ્થો ભેગા થયા. પછી રાજા ભોજ આવી સુંદર સિંહાસન ઉપર વિરાજ્યા; તે વખતે સર્વે રૈયતે ઉભા થઈ સલામ કરી પોતપોતાને આસને બેઠા. પછી પંડિતજીએ સર્વને અત્રે બોલાવવાનું કારણ રાજાજીના હુકમથી કહી સંભળાવ્યું.

"પછી રાજાએ ભાષણ કરવું શરૂ કીધું કે, આ સૃષ્ટિમાં સર્વ જગતના નિયંતા પરમ કૃપાળુ ઈશ્વરે ક્ષુદ્ર જંતુથી હસ્તી સુધીના અસંખ્યાત પ્રાણી સરજાવ્યા છે તેમાં મનુષ્ય પ્રાણિયોના સરખી કોઈ પણ

અન્ય પ્રાણીની તુલના કરી શકાતી નથી. પ્રાણિમાત્રને આહાર, નિદ્રા અને મૈથુન કરી આપેલાં છે તથાપી મનુષ્યને વિચારશક્તી અને જ્ઞાન વિશેષ્ય આપેલાં છે એ તેનો ઉપકાર અનહદ છે.

"હવે વિચારશક્તિ અને જ્ઞાન જનમ્યા ત્યારથીજ આવે છે એમ નથી, પરંતુ જેમ જેમ તે ઉમરે પોહોંચે છે અને વિદ્યાભ્યાસ કરી પોતાના મનને કેળવે છે તેમ તેમ તેનામા વધતા જાય છે. અને એથી હજારો તરેહના પોતાના ભરણ પોષણને સારૂ ઉદ્યોગો અને અનેક તરેહના હુન્નર તથા કલાકૌશલ્યો શોધી કહાડી મહાપરાક્રમી પુરૂષો નિપજે છે; એ સઘળો વિદ્યાનો પ્રતાપ છે. માટે મારો એવો હેતુ છે કે, આપણી સર્વે પ્રજાના બાળ ગોપાળ સારીપેઠે વિદ્યાભ્યાસ કરશે તો તેમને કેટલો લાભ થશે ? જેમ સૂર્ય નારાયણ સૃષ્ટિના અંધારપીછેડાને પોતાના પ્રકાશિત કિરણોથી પ્રજાળીને અજવાળું કરે છે તેમ મનુષ્ય માત્રના અજ્ઞાનરૂપિ અંધારપિછેડાને સદ્‌વિદ્યારૂપિ દીનકરમણિ પ્રજાળીને જ્ઞાનરૂપી કિરણોથી પ્રકાશિત કરશે. વળી.

**येबालभावेनपठंतिविद्यां, येद्रव्यवंतःखलुधर्महीनाः ॥**
**तेशोचनीयाइहजीवलोके, मनुष्यरूपेणमृगाश्चरंति ॥१४३॥**

ભાવાર્થ—જે મનુષ્ય પોતાની બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસ નથી કરતા, અને જે ધનવાનપુરૂષ થઈ ધર્મ નથી કરતા, તો એ મનુષ્ય આ લોકમાં મનુષ્યરૂપિ હરણ સમાન ગણવા. અને એ શોકને પાત્ર જાણવા. જુઓ કે:—

**विद्याददातिविनयं, विनयाद्यातिपात्रताम् ॥**
**पात्रत्वाद्धनमाप्नोति, धनाद्धर्मततस्सुखम् ॥ १४४ ॥**

ભાવાર્થ—વિદ્યાથી નમ્રતા, નમ્રતાથી યોગ્યતા અને યોગ્યતાથી ધન સંપાદન થાયછે; ધનથી ધર્મ અને ધર્મથી સુખ પ્રાપ્ત થાય છે. માટે:—

**येनकेनाप्युपायेन, नरेणशुभमिच्छता ॥**
**त्यक्त्वासर्वाविधेयोवै, गुणविद्योपसंग्रहः ॥ १४५ ॥**

ભાવાર્થ—જે મનુષ્ય શુભ કીર્તિ અને ભલાઈને ચહાય છે તેણે સર્વે કામ છોડીને કેવળ ગુણ અને વિદ્યા સંપાદન કરવાં. વળીઃ—

**गुणैःसर्वज्ञकल्पोऽपि, सीदत्येकोनिराश्रयः ॥**
**अनर्ध्यमपिमाणिक्यं, हेमाश्रयमपेक्षते ॥ १४६ ॥**

ભાવાર્થ—ગુણોએ કરીને સર્વજ્ઞ એવો પુરૂષ પણ નિરાશ્રય એટલે આશ્રય વિનાનો હોય તો દુઃખી થાય છે; જેમ કે અમૂલ્ય એવું માણિક્ય છે તથાપિ તે સુવર્ણના આશ્રયની અપેક્ષા રાખે છે. (અર્થાત્ સુવર્ણવિના તે શોભતું નથી.

માટે સર્વે ગુણો વિદ્યા ઉપાર્જન કરયાથી આવે છે તેથી તમોને કહેવાનું જે, સર્વે મારા રાજ્યમાં વસનારી પ્રજાયે પોતાનાં બાળકને વિદ્યાભ્યાસ સારૂ આવતી કાલથી અમુક સ્થળે બે છોકરાઓની અને એક છોકરીઓની પાઠશાળા નવી સ્થાપન કરવાની છે તે ઠેકાણે સર્વજનોએ પોતાનાં બાળકોને વિદ્યાભ્યાસ સારૂ મોકલવાં. જે લોકો મારા હુકમને માન્ય નહી આપે તેને મારા રાજ્યમાંથી દૂર કરવામાં આવશે; આ રીતનો ઠરાવ કરી સભા વિસર્જન કરી. અને બીજે દિવસે નીમેલે સ્થળે શાળાઓ સ્થાપન કરી અને ત્યાંહાં અભ્યાસ ચલાવવા સારૂ કોકીલ અને તારેન્દ્ર નામના બે પંડિતોને પોતાના ગુજારાન સારૂ બબ્બે ગામ અને વર્ષાસન બાંધી આપીને ક્ષિક્ષાગુરૂ ઠરાવ્યા. અને બાળકીયોની શાળામાં મણિમિશ્ર પંડિતની બીજી સ્ત્રી ચંદ્રપ્રભા જે મહા શાહાણી હતી તેને પણ સારી આજીવીકા કરી આપી બાળકીઓની પાઠશાળાની શિક્ષાગુરૂ સ્થાપી.

મણિમિશ્રની પાઠશાળામાં સર્વે પ્રજાની સભા ભરી તેમને પોતાના બાળકોને વિદ્યાભ્યાસ સારૂ નવી પાઠશાળામાં મૂકવાને જે સુચના કરવામાં આવેલી તે તમામ હકિકત મહેલમાં રાજાએ લીલાવતી આગળ કહી સંભળાવી. પછી લીલાવતી પ્રસન્ન વદનથી પોતાના સ્વામીપ્રત્યે બોલી.

**सप्रतिज्ञन्नवक्तव्यं, राजभिः किंचिदेवहि ॥**
**कथंचेत्तदासम्यक, पालनीयमितिस्थितिः ॥ १४७ ॥**

ભાવાર્થ—રાજાઓને ઘટિત છે કે, કોઈ પણ વાતની પ્રતિજ્ઞા કરે નહીં, અને કદાપિ કરે તો તેને પાર પાડવી જોઈએ. કેમકે, કોઈ પણ વાત એવી ભારી નથી કે જે; મનુષ્યથી બની નહી શકે. માટે આ ઘણું ઉત્તમ કામ કર્યું.

પછી બે ચાર દિવસ વિત્યાબાદ લીલાવતીએ મણિમિશ્ર પંડિતની સ્ત્રી વિદ્યાધરીને બોલાવી તેનો સત્કાર કરયો. અને કહ્યું કે, આવતી કાલે આપણી કન્યાશાળામાં અમુક વખતે નગરની તમામ સ્ત્રીઓ ભેળી થવાને જાહેરખબર આપવી. અને હું પણ ત્યાંહાં સમય ઉપર મદનમાલિની સાથે આવીને હાજર થઈશ. એટલું કહી તેને વિદાય કરી.

બીજે દિવસે વિદ્યાધરીએ પોતાની કન્યાશાળામાં અમુક વખતે સર્વે સ્ત્રીઓને ભેળી થવાને ચેતવણી આપ્યા ઉપરથી હજારો સ્ત્રીઓ હાજર થઈ. પછી સુંદર રથમાં બેશી લીલાવતી પોતાની સખી મદનમાલિનીને સાથે લઈ પાઠશાળામાં આવી પોંહોચ્યાં. તેમને આવતાં વાંત ઉભાં થઈ સત્કાર કરી સુંદર આસનપર બેસાડ્યાં.

પ્રથમ પાઠશાળા માંહેની તમામ કન્યાઓને તેમને મળેલી કેળવણીમાંથી નીતિના ગ્રંથો વંચાવી તથા આનંદયુક્ત મધુર સ્વરથી ગાયનો ગવરાવી તથા સંસારિક કેટલીક બાબતોના ઉપર ઉપરથી સવાલો પુછી આવેલી સ્ત્રીઓના સમાજનું મન આકર્ષણ કર્યું. ત્યાર બાદ વિદ્યાધરીએ સમાજ આગળ તેમને બોલાવવાનું કારણ કહી સંભળાવ્યું.

મદનમાલિનીએ રાણીની આજ્ઞા ઉપરથી વિદ્યા ભણવાથી કેવા ફાયદા થાય છે તે વિષે ટુંકમાં પણ ઘણુંજ અસરકારક નિચે પ્રમાણે ભાષણ કહી સંભળાવ્યું.

"ગુણજ્ઞ અને પવિત્ર માતાઓ ! તથા પ્રાણપ્યારી બહેનો ! પરમ કૃપાળુ ઈશ્વરે આ વિશ્વરૂપિ બગીચાને અસંખ્યાત, અદ્ભુત અને ચમત્કારીક નાટા રંગ સરખી રચનાઓથી રચી શણગાર આપ્યો છે; જેમાં અનેક પ્રકારની વનસ્પતિ, તરેહ તરેહનાં હવામાં ઉડનારાં પક્ષિઓ,

કેટલાંક પેટે ચાલનારાં પ્રાણિઓ, કેટલાંક જળચર પ્રાણી, વળી કીડિથી હસ્તિ પર્યંત પશુઓ, માહા સમુદ્રો, નક્ષત્ર મંડળને શોભાવનારા શણગારરૂપ ચંદ્રમા, વનસ્પતિ તથા પ્રાણિમાત્રના રક્ષણાર્થે તથા વિશ્વના અંધકારનો નાશ કરી પ્રકાશ આપનાર સૂર્ય આદિ તમામ વસ્તુઓનો સમાવેશ આ વિશ્વરૂપિ બગીચામાં રહેલો છે. એમાંની સર્વે વસ્તુઓનો ઉપભોગ યોગ્ય રીતે જોઈએ તો ફક્ત મનુષ્ય પ્રાણિજ કરી શકે છે. ઉપર દર્શાવેલા અન્ય પ્રાણિયોથી થઈ શકતો નથી. કેમકે તેમને આપણા જેવું જ્ઞાન અને વિચાર કરવાની શક્તિ મુદ્દલ આપ્યાં નથી. આપણે જો અંગજ્ઞાન અને તર્ક શક્તિનો ઘટતો ઉપયોગ કરી ના જાણીએ તો આપણે પણ તે પશુનીજ તુલ્ય ગણાઈશું.

પશુ પક્ષિ આદિ પ્રાણિમાત્રમાં જ્યારે આપણા જેવું જ્ઞાન નથી ત્યારે તેમનો નિર્વાહ થવાને સારૂ સર્વ શક્તિમાન કિર્તારે તેમની જુદા પ્રકારની રચના કરેલી છે કે જેથી તે પોતાનું સર્વ વાતે સંરક્ષણ કરી શકે છે પણ મનુષ્યને બુદ્ધિબળ અને તર્કશક્તિ બન્નો વાપરવાં પડે છે. જો તે ન વાપરે તો અંગપર નાના પ્રકારનાં વસ્ત્રો તથા આભુષણો પેહેરવાને કયાંથી મળે ? પેટનો જઠરાગ્નિ શાંત પાડવાને માટે અન્ન તથા પાણી કયાંથી મળે ? શીત, ગરમી, અને વરસાદથી રક્ષણ કેવા પ્રકારે થઇ શકશે ? શત્રુઓથી બચાવ કેવા પ્રકારે કરશું ? ઈત્યાદિ ઘણી ઘણી અડચણો છે. પણ તેને ટાળવાને સારૂં નાના પ્રકારની યુક્તિઓથી ખાણ્યો ખોદી સોનું, રૂપું, વિગેરે ધાતુઓ તથા હીરા માણેક આદિ જવાહીરો શોધી અનેક પ્રકારનાં તરેહવાર આભુષણ ઘડાવીએ, કપાસની વાવણી કરી તેમાંથી રૂ ઉત્પન્ન કરી ભિન્ન ભિન્ન પ્રકારનાં વસ્ત્રો, ખેતીવાડી કરી અનેક પ્રકારનાં ધાન્યો, અને શત્રુઓથી બચાવને સારૂ શસ્ત્રો ઈત્યાદિ ઉત્પન્ન કરીએ છૈયે તો નાના પ્રકારના વૈભવ ભોગવવાના મળે છે. પણ એ સઘળો પ્રતાપ બુદ્ધિબળ અને તર્કશક્તિનો છે. પરંતુ એ બુદ્ધિબળ અને તર્કશક્તિ મનુષ્યનો જન્મ થયો ત્યારથી હોતાં નથી પણ જેમ જેમ તેની ઉમરનો વધારો થતો જાય છે અને સારાસાર લોકોમાં સત્સંગ થાય છે તેમ તેમ તેનામાં વધતાં જાય છે વળી પાઠશા-

ળામાં નાના પ્રકારના જુદા જુદા વિષયો ઉપર લખાયલા હજારો ગ્રંથો શિખવાથી તથા સમજવાથી ઘણોજ વધારો થાય છે. આ સૃષ્ટિમાં કેટલાએક એવા તો અક્કલમંદ અને તર્કશક્તિવાળા છે કે, જેવી રીતે ખુદરતે (પરમેશ્વરે) રચના રચી છે તેવી રીતે કેટલાક કૃત્રિમ રચનાઓ બનાવી શકે છે. એવી રચનાઓની ગણત્રિ કરી ટીપ લખવા બેસી એ તો ગ્રંથોને ગ્રંથો ભરાઇ જાય. પણ એ સઘળો વિદ્યાનો પ્રતાપછે. માટે અવશ્યે વિદ્યાનો સંગ્રહ કરવો એમાંજ લાભ છે. એ વિદ્યા અને કલા કૌશલ્યો પુરૂષોનેજ આવડે અને સ્ત્રીઓને નહી આવડે તેમ નથી. ઈશ્વરે બન્નો સ્ત્રીપુરૂષનું જોડું બનાવ્યું છે. અને બન્નોને જ્ઞાન આપ્યું છે માટે આપણે પણ જો તેનો ઉપયોગ કરીશું તો આપણ પણ કેટલેક દિવસે તેમની સ્થિતિને પામીશું. વળી:—

હે બેહેનો! એ તો મારે તેની તરવાર, હાથ હલાવે તોજ ખાવા પામે, નહી તો હજારો વર્ષસુધી બગાસાં મારયા કરે. આ સૃષ્ટિમાં પરમેશ્વરે સ્ત્રી અને પુરૂષ બન્નોને સમાન પંક્તિમાં રહેવાનેજ સર્જાવેલાં છે તેમાં આ પ્રમાણે જ્યારે આપણા મનથી આળસ કરી બે પ્રવાઇ વાપરીએ ત્યારે તેમાં આપણીજ કસુર છે. વળી લોકોમાં પણ એમ કહેવાય છે કે, પુરૂષઆગળ સ્ત્રી પ્રધાન છે. આ કેહેવત આજની આપણી બેહે-નોની સ્થિતિ જોતાં તો હસી કાહાડવા જેવી ઠરે છે; માટે એ કહેવત ને સાચી કરવાને ઉપાયો સાધો. અરે બેહેનો! એક દાસીની માફક ઓસીયાળો ગૃહસ્થાશ્રમ (પશુવત) ભોગવવા કરતાં તેની સરસાઇ કરવાને અને આ લોકનું ખરૂ સુખ માણવાને વિદ્યારૂપિ કલ્પ વૃક્ષનું સેવન કરો; પરતંત્રપણું કયાં સુધી ભોગવશો. વળી:—

ઈશ્વરની કૃપાથી અને આ નગ્રની ઉન્નત્તી થવાનો દિવસ નજીક આ-વવાથી જેવો આપણો પરસ્ત્રી સહોદર રાજેન્દ્ર ભોજરાજા વિદ્યાવૃદ્ધિના કામમાં ઉદાર વૃત્તિનો છે તેવાંજ તેમના તપના પ્રતાપથી આપણાં મહારાણી સાહેબ લીલાવતી કે જે, આપણા સર્વના મધ્યભાગમાં બિરાજેલાં છે તે પણ સ્ત્રીવર્ગને સુધારી જેવી રીતે પુરૂષો ભણી ગણી પંડિતો બની હજારો કળા કૌશલ્યો સંબંધી કામો અને જોખમ ભરેલા

મોટા રાજ્યના કારભારો ચલાવે છે તેવીજ રીતે સ્ત્રીઓને પણ એવી પંડિત બનાવી એવાં કામોના દરજ્જા સોંપવા; આ હેતુથી આપણાં પંડિતાણીજીની દેખરેખ નિચે એક કન્યાશાળા સ્થાપન કરી છે ત્યાંહાં સર્વે બેહનોએ પોતાની કન્યાઓને તથા પોતાને ઇચ્છા હોય તો પોતે પણ અભ્યાસ કરવાને અવશ્ય જવું. એ શાળામાં પાંચ વર્ષની કન્યાથી પચીસ વર્ષની સ્ત્રીઓને જવાની છુટ છે.

આજની બાબત વિષે સર્વને ચાનક રહેવા સારૂ આપણાં મહારાણીજીએ આ એક શ્લોક બનાવ્યો છે તે બેહેનો આગળ વાંચી સંભળાવી મારૂં ભાષણ પુરૂ કરૂં છું.

> યેવિજ્ઞાઃપત્તનેષુસ્વયમિહકુશલાવાચ્યમેતેષુનાસ્તિ ।
> યેકેચિદ્વર્ણમાલામપિવિદુરમલંલેખનંવાલિખેયુઃ ॥
> તેસ્વૈરંસ્વેલલાટેસુતિલકમનિશંધારયેયુસ્સ્વયોગ્યમ્ ।
> યેમૂર્ખાધારયેયુઃપ્રતિદિનમભિતઃકાકિણીચૈવદેયા ॥૧૪૮॥

ભાવાર્થ—જે ડાહાયા પુરૂષો છે તે પોતાની મેળે ડાહાયા છતાં અમારા નગરને વિષે રહેલા છે તેમને અમારે કંઇ કહેવાનું નથી; પરંતુ જે લખી અથવા વાંચી શકે છે તેણે અમારા નગરમાં રહી પોતાના કપાલમાં તિલક કરી હરવું ફરવું. પરંતુ જે લખી તથા વાંચી શકતા નથી તેણે પોતાના કપાલમાં તિલક કરવું નહી; તેમ છતાં જો કોઇ પણ અમારો હુકમ તોડી મૂર્ખ છતાં તિલક કરી નગરમાં ફરશે તો તેની પાસેથી એક કોડી દંડ લીધામાં આવશે. (એજ પ્રમાણે સ્ત્રીઓએ પણ જાણવું.)

આ રીતે સુચના આપી સભા વિસર્જન કરી રાણી લીલાવતી તથા મદનમાલિની સર્વ પોતાના રાજ્ય મહેલમાં ગયાં."

એક દિવસે ધારાધિપતિ કચેરી ભરી બેઠેલો પોતાના ખાસ મંત્રિ બુદ્ધિ સાગરની સાથે ખાનગી વાતચીત કરી રહ્યો છે એટલામાં ચોપદારે આવી અરજ કરીકે, કોતવાલ આપના દર્શનની અભિલાષાથી આવી દ્વાર સમીપ ઉભો છે માટે શી આજ્ઞા છે.? ચોપદારને તેડી લાવવાને હુકમ થતાંજ તે તેને દરબારમાં તેડી લાવ્યો. દરબારમાં

આવી રાજા ભોજને અદબથી વંદન કર્યું અને સરકારના સામે હાથ જોડી ઉભો રહ્યો. પછી રાજા ભોજે નગરની સ્થિતિ વિષે નિચે મુજબ સવાલો પુછ્યા.

રાજા.—નગરની સ્થિતિ કેવી છે ? કોતવાલ—સર્વ વાતથી પ્રજા સુખ ચેનમાં રહી આપનો જય ઈચ્છે છે.

રાજા.—ટંટો ફિસાદ વિગેરે કોઈ વાતની પ્રજા તરફથી તમારી આગળ ફરીયાદ આવે છે કે નહી ? કોટવાળ.—કદાચીતજ.

રાજા.—નગરની રક્ષા કરનાર ચોકીદાર કેટલા છે. ? કોટવાળ.—સુમારે નવસો.

રાજા.—કેટલા ઘર વચ્ચે એક ચોકીદાર છે. ? કોટવાળ.—સુમારે સરાસરી સો ઘર વચ્ચે.

રાજા.—નગરમાં રોન ફરવાને તમો કેટલી રાત્ર ગયે નીકળો છો. ? કોટવાળ.—મધ્યરાત્રી પછી.

રાજા.—ચોકીદાર લોકો નગરનો રીપોર્ટ આપવાને તમારી પાસે કઈ વખતે આવે છે. ? કોટવાળ.—સંધ્યાકાળ અથવા દિવસના ચોથા પોહોરે.

એ રીતે કેટલા એક સવાલ જવાબ પુછ્યા બાદ રાજાએ કોટવાળને કહ્યું કે, નગરની હંમેશાં સારી રીતે ચોકસાઈ રાખ્યા કરો. જેથી કોઈ ઠેકાણે ચોરી ચકારી અથવા ખુનરેજી થવા પામે નહીં. અને સઘળી પ્રજા સુખમાં રહે. એજ રીતે સર્વ અધિકારીયોને પોતપોતાના અધિકાર વિષેની વાતચીત પુછી લીધી; પછી પાછલો ત્રણ ઘટી દિવસ રહ્યો એટલે પોતાના બુદ્ધિસાગર મંત્રિ તથા બીજા પાંચ સાત હજુરના માણસોને સાથે લઈ ઘોડેસ્વાર થઈ છડી સ્વારીયે નગરની ચરચા જોતા જોતા પોતાના વિશ્રામબાગ તરફ જવાને નીસરચા. ચાલતાં ચાલતાં જેવા બજારના મધ્યભાગે આવી પોહોંચ્યા અને ચારે તરફ નિહાળીને જુએ છે તો હરેક દુકાનદાર પોતપોતાના કામમાં ગુથાઈ રહ્યા છે. કોઈ ધંધા કરતા જાય છે અને પોતાનાં બચ્ચાં છોકરાં અને છોકરીઓને પાઠ શિખવતા જાય છે, કેટલાકના હાથમાં

પુસ્તકો રહી ગયાં છે તે બેઠા બેઠા વાંચે છે અને બચ્ચાંને વંચાવતા જાય છે, કેટલાક છોકરાંઓને લખાવતા, કેટલાક હીસાબો પુછતા અને કાવ્યોના નિયમો શિખવતા, એ રીતે બાળકથી વૃદ્ધ પર્યંત ઉદ્યોગમાં ગુંથાયલા દીઠા. આ દેખાવ જોઈ રાજાયે મંત્રિને પુછ્યું કે, આ લોકોની વિદ્યાભ્યાસ ઉપર રૂચી અસલથી હશે કે આપણો હુકમ થયા પછીથી ? મંત્રિયે જવાબ દીધો, હે રાજેન્દ્ર ! એ બાબતનો જ્યારથી આપનો સખત (બચ્ચાંને કેળવણી નહીં આપે તેને મારા રાજ્યની હદપાર કરવામાં આવશે) હુકમ થયો છે ત્યારથી ભયના માર્યા વિદ્યા ઉપર લક્ષ આપે છે. એ લોકો આગળ કેવળ અજ્ઞાન હતા. ફક્ત પોતાનો કામ ચલાઉ અભ્યાસ શીખી પોતે પોતાના ઉદ્યોગમાં નિમગ્ન રહેતા. પરંતુ આપના પ્રતાપના યોગેકરી વિદ્યારૂપિ અમૃત ફળનો સ્વાદ લેતા થયા છે.

ત્યાંહાંથી આગળ ચાલતાં થોડેક દૂર એક ઝવેરીની દુકાનમાં ઝવેરી બેઠો બેઠો સંકૃત ગ્રંથ વાંચતો હતો ત્યાંહાં પોતાનો ઘોડો ઉભો રાખી તેને બોલાવી પુછ્યું, ત્યારે તેણે પોતાના અભ્યાસનું વિવેચન કહી બતાવ્યું. અને અગાઉ પોતાની કેવી હાલત હતી તેપણ હકિકતથી રાજાને વાકેફ કરચા. કે હે પૃથ્વીપતિ ! આજથી છ માસપર હું કેવળ મૂર્ખ હતો પરંતુ જ્યારથી આપે પ્રજાના કલ્યાણાર્થે પાઠશાળાઓ સ્થાપન કરી ત્યારથી દિવસે દિવસે મારો અભ્યાસ વધારતો જાઉ છું. આજસુધી મારી હાલત એક કૂવાના દેડકાની માફક હતી. "જેમકે—કુવાને દેડકે જ્યાંહાં સુધી મહાસમુદ્રને જોયો નથી ત્યાંહાંસુધી તે પોતાના કુવાને મહાસમુદ્ર જેવો જાણે છે" તેમ હું સાધારણ મારો કામ ચલાઉ અભ્યાસ સીખી વહિવટ ખેડતો હતો ત્યારે એમ સમજતો હતો કે જગત્‌માં આટલીજ વિદ્યા શિખવાની હશે, પરંતુ જ્યારે મેં પાઠશાળામાં જવું શરૂ કીધું ત્યારથી મારો સર્વ ગર્વ ઉતરી ગયોછે. હવે મને ખાતરી થઈ કે આ સૃષ્ટિમાં હજુ અસંખ્ય ચમત્કારો જોવાના અને શિખવાના છે. ખરેખર વિદ્યા એ એક રત્નજ છે. ખરૂં જવાહિર વિદ્યામાંજ રહેલું છે. વળી પંડિતોએ કહ્યું છે કેઃ—

**नचोरहार्यंनचराजहार्यं, नभ्रातृभाज्यंनचभारकारि ।**
**व्ययेकृतेवर्धतएवनित्यं, विद्याधनंसर्वधनप्रधानम् ॥१४९॥**

ભાવાર્થ—વિદ્યાધન ચોરથી અથવા રાજાથી લેવાતું નથી, ભાઈઓથી ભાગ પાડી શકાતો નથી, તેમ તે ભાર કર્તા પણ નથી, જેમ જેમ વાપરીએ તેમ તેમ નિત્યપ્રત્યે વધે છે માટે વિદ્યાધન એ સર્વ ધન મધ્યે પ્રાધાન્ય છે. વળી:—

**विद्यानाममनरस्यकीर्तिरतुलाभाग्यश्रयेचाश्रया ।**
**धेनु:कामदुघारतिश्चविरहेनेत्रंतृतीयंचसा ॥**
**सत्कारायतनंकुलस्यमहिमारत्नैर्विनाभूषणं ।**
**तस्मादन्यमुपेक्ष्यसर्वविषमंविद्याधिकारंविना ॥१५०॥**

ભાવાર્થ—વિદ્યાથી મનુષ્યની અતુલ્ય કીર્તિ છે, તથા ભાગ્યના આશ્રયમાં પણ આશ્રયરૂપ છે, વળી વિદ્યા કામદુધા ધેનસમાન છે, તથા સ્ત્રી વિરહમાં રતિ સુખરૂપ છે, અને એ મનુષ્યનું ત્રીજુ નેત્ર છે, તેમ સત્કારનું સ્થાનક છે, તથા તેથી કુલનો મહિમા છે અને રત્નવિનાનું ઘેરણું છે માટે હે મનુષ્ય ! વિદ્યાના અધિકારવિના બીજા સર્વ વિષમ પદાર્થોનો તું ત્યાગ કર.

આ પ્રકારનું જવેરીનું બોલવું થયાથી રાજા અતિ પ્રસન્ન થયો અને કહ્યું જે, હવેથી અમારે કાંઈ પણ જવાહિર લેવું હશે તો અમો બીજાની દુકાનેથી નહીં લેતાં તમારી દુકાનેથી મંગાવીશું. જે લોકો તમારી માફક સરસ્વતિનું આરાધન કરશે તેના પર સદાકાળ હું પ્રસન્ન રહીશ, એમ કહી રાજા પોતાની મંડળીસહિત આગળ ચાલ્યા. અહીયાં જવેરીના આગળ જે કાંઈ રાજાનું સંભાષણ થયેલું તેની હકિકત આખા બજારમાં ફેલાઈ ગઈ તેથી નગરમાં સર્વ પ્રજા વિદ્યાભ્યાસ કરવા બાબતની કાળજી વધતી ચાલી.

રાજા ચાલતા ચાલતા જ્યાંહાં હાથીખાનું હતું ત્યાંહાં આવી પોંહોંચ્યા. અને દેખે છે તો એક મહા મદોન્મત્ત મદ ઝરતો હસ્તી જબરદસ્ત રસાથી બાંધેલો છતાં રસાને તોડી નાખી છુટો થવાનો

પ્રયત્ન કરે છે પરંતુ તુટી શકતો નથી, આ દેખીને જેવો રાજા મંત્રિના સામે જુવે છે એટલામાં તેના અંતરની વાત મંત્રિ સમજી ગયો તેથી મંત્રિ રાજાને કહે છે.

**बहूनामप्यसाराणां, समुदायोहिदारुणः ॥**
**तृणैरावेष्ठयतेरज्जु, स्तयानागोहिबध्यते ॥ १९१ ॥**

ભાવાર્થ—દેખિયે મહારાજ! એક ઝીણું તૃણ તેને ખેંચીયે તો તુરત તુટી જાય છે, પરંતુ તે ઘણાં તૃણને એકઠાં કરી તેના રસા બનાવેલા તેથી આવા મદોન્મત્ત હસ્તિયો બાંધી શકાય છે ને એ તૃણને તોડી શકતા નથી.

માટે હે રાજા! આપને કહેવાનો હેતુ એટલોજ છે કે, ઘણા નબળા છતાં જો પોતપોતામાં એક સંપ કરી વરતે તો તે મોટા મોટા બલવાનોને પણ હઠાવી દે છે; એ સાંભળી રાજા બોલ્યો કે, હે મંત્રિ! મારા વિચારમાં પણ એજ દૃષ્ટાંત કહેવાનો હતો, પરંતુ તમે મારા મનનો હારદ અગાઉથી ચેતી ગયા. ધન્ય છે તમારી અગમ્ય ચેતનાને, આ જગતમાં ચતૂર નર પણ એનેજ કહેતો કે જે, સમયપર વાતના પ્રસંગ ઉપરથી સામાનું મર્મ સમજી જઈ વાતનો ખુલાસો કરી શકે. વળીઃ—

**उदीरितोऽर्थःपशुनाऽपिगृह्यते, हयाश्चनागाश्चवहंतिचोदिताः ॥**
**अनुक्तमप्यूहतिपंडितोजनः परंगितज्ञानफलाहिबुद्धयः ॥१९२॥**

ભાવાર્થ—એજ પંડિતને બુદ્ધિમાન કહેવો કે, જે વગર કહે પ્રસંગ ઉપરથી વાતને સમજી જાય; કેમ કે, કહ્યાથી અથવા સમજાવ્યાથી તો હાથી ઘોડા આદિ પશુઓ પણ સમજી શકે છે અને બોજો ઉંચકી જાય છે. અને બુદ્ધિ પણ એનુંજ નામ કે, બીજાના મનની વાત પ્રસંગ ઉપરથી અથવા સામા ધણીની હાલત ઉપરથી પરખી જાય.

આ રીતે કેટલીક વાતો કરતા કરતા નગરની બાહાર સુંદર સરોવર હતું તેના તટપર આવી ઉભા રહ્યા ને સરોવરની રચના જોવા લાગ્યા તો નિર્મળ બિલોરના કાચ જેવા નીર ઉપર કેટલાક વિહંગમ પક્ષિયો બગલાં,

હંસ, સારસ વિગેરે શિકારને સારૂ ધ્યાન ધરી બેઠેલાં છે અને બતકો, જળકુકડી, વિગેરે પક્ષિયો પાણીમાં તરે છે, અને શિકાર શોધ્યા કરે છે. કેટલાંક પક્ષિ આકાશમાંથી તલપ મારી પાણીમાંનાં મચ્છાદિ પ્રાણીને અંતરિક્ષ ઉચકી જાય છે ને તેમાંથી વિભાગ પડાવા તેમનાથી બળિષ્ઠ પક્ષિયો તેની પુઠળ પડી શિકાર છીનવી લેવા આકાશમાં યુદ્ધ કરે છે. તેમજ નાનાપ્રકારનાં રંગ બેરંગી કમળો પ્રફુલીત થઈ રહ્યાં છે ને તેનાપર પ્રીમળ લેવાને ભ્રમરો ગુંજારવ કરી રહ્યા છે. વળી નગરની નવયૌવનાઓ સોળ શણગાર સજી હાસ્ય વદનથી ત્રાંબા પિતળના સુંદર ચકચકીત કળશો પાણીથી ભરી કેટલીક છટાથી જાય છે અને કેટલીક આવે છે. આ પ્રકારનો રમણિય દેખાવ જોઈ રાજા પરમ આનંદ પામ્યો અને મંડળી સમસ્ત જેવો આગળ પ્રયાણ કરે છે એટલામાં એક વૃદ્ધાવસ્થાને પોહોંચેલો પણ વિષયા સક્તમાં કરંક સરખો બની ગયેલો, વળી તેની મુખ મુદ્રા ઉપરથી અનુમાન પોહોચાડતાં તે પશ્ચાત્તાપને પામેલો ડોસો એક વૃક્ષની નીચે ઉદાશી ચેહેરાથી બેઠેલો જોયો. તેથી રાજાએ તેને પુછ્યું કે, હે ભાઈ ! તું કોણ ? અને અહીં શી ચીતામાં બેઠો છે. ? ત્યારે તેણે કહ્યું કે, હે મહેશ !

**चिरंध्यातारामाक्षणमपिनरामप्रतिकृतिः ।**
**परंपीतारामं ऽधरमधुनरामां ऽघ्रिसलिलम् ॥**
**नतारुष्टारामायदपिनरामायविनतिं ।**
**गतंमेजन्माऽयंनदशरथजन्मापरिगतः ॥ १९२ ॥**

ભાવાર્થ—આ વિશ્વમાં હું જન્મી સમજણો થયો ત્યારથી મેં નિરંતર સુંદરિઓમાંજ ધ્યાન રાખ્યું પણ શ્રીરામચંદ્રની શ્યામ સુંદર મૂર્તિમાં મુદ્દલ ધ્યાન ન રાખ્યું, વળી લંપટપણામાં તેના અધરામૃતનું યથેષ્ટ પાન કર્યું પરંતુ શ્યામ સુંદર રામચંદ્રજીના ચરણ કમલના તીર્થનું કદી પાન કર્યું નહી; તેમ રૂષ્ટ થએલી સુંદરીને કાલાવાલા કરેલા પણ કોઈ દિવસ શ્રીરામચંદ્રજીને નમસ્કાર કરયા નહીં; આ રીતે મેં (જર, જોરૂ, અને જુવાનીના મદમાં) સર્વ (આયુષ્ય) ગુમાવ્યું પરંતુ

હું દાશરથી રામચંદ્રને શરણ કદી પણ ગયો નહીં. માટે હે રાજાધિરાજ ! હવે પછી મારૂં શું થશે ? આ ચીંતા કરતો બેઠો છું.

આ સાંભળીને બુદ્ધિસાગર પ્રધાન રાજાને કહે છે કે હે રાજન્ !

**नास्तिकामसमोव्याधि, र्नास्तिमोहसमोरिपुः ।**
**नास्तिक्रोधसमोवह्निर्नास्तिज्ञानात्परंसुखम् ॥ १९४ ॥**

ભાવાર્થ—કામના જેવો કોઈ વ્યાધિ નથી, મોહ સમાન કોઈ રિપુ નથી, તેમ ક્રોધના જેવો કોઈ અગ્નિ નથી અને જ્ઞાનસમાન કંઈ સુખ નથી.—માટે આપણે પણ આ વૃદ્ધ પુરૂષનાં કરૂણાજનક વાકયો ઉપરથી કેટલોક બોધ લેવાનો છે કે, કોઈ પણ વિષય ઉપર છેક આશક્ત બની જવું નહીં, સર્વે ઈન્દ્રિયોને અંકુશમાં રાખવી. નહીં તો જે રીતે આ પુરૂષને પોતાનાં કરેલાં અઘટિત કૃત્યોનો પશ્ચાત્તાપ આજ કરવો પડે છે, તેવો આપણને પણ કરવો પડે; માટે પ્રથમથીજ આ જગતમાં નીતિ અને સદાચરણથી ચાલવું એમાં લાભ છે.

એ રીતે વાતો કરતા વિશ્રામબાગમાં આવી પોહોંચ્યા ને જુએ છે તો સુંદર ફુવારા નિર્મળ જળથી ઉડી રહ્યા છે, ને નાહાના પ્રકારના ગુલાબ, મોગરા, જાસ્ય, જુઈ, કેતકી, સૂર્યમુખી, ચંપા, ચંબેલી આદિ ફુલોની મંદ મંદ સીમીર (વાયુ) ના પ્રતાપથી આવતી સુવાસ લેતા હવા ખાય છે. ભ્રમરાઓ વેણાની માફક પુષ્પોની લતાઓ ઉપર મધુર નાદ કરી રહ્યા છે, અઢારભાર વનસ્પતિની હરીયાળી નેત્રોને શીતળતા પમાડે છે. વળી વૃક્ષોપર અનેક તરેહનાં પક્ષિયો કોયલ, ચાસ, બપૈયા મોર, પોપટ, મેનાં, હીરામલ, નૂરી વિગેરે ભિન્ન ભિન્ન પ્રકારના સ્વરથી ગાયન કરી રમુજ આપે છે, આવો અનેક તરેહનો દેખાવ જોતાં બાગની જેટલી ઉપમા આપીયે તેટલી થોડી છે. આ સ્થળે ભોજરાજા બે ચાર ઘટી આરામ લઈ સ્વર્ગના જેટલું સુખ ભોગવી મંડળી સમેત બાગમાંથી પાછા ફરી મહેલ તરફ ગયા.

આ પ્રકારની રાજ્યકારભારની ઘટતી સંભાળ લેવી, વિદ્વાનો સાથે સમાગમ રાખી અનેક શાસ્ત્રોની માહિતી મેળવવી, નગરની સર્વ

પ્રજા ના સુખ દુઃખ વિષેની દાદ લેઈ ઘટતો ઈનસાફ આપવો, ક્ષત્રિવટનું શૂરાતન રાખવા સારૂ વાઘ, સિંહ અને હાથિઓના શેકાર સારૂ વેરાન જંગલોમાં જવું, બાગબગીચાની સહેલગાનો ઉપભોગ કરવો ઈત્યાદિ હજારો કામોમાં લક્ષ છતાં જે એણે પોતાના રાજ્યની પ્રજાને સુધારવાના ઉપાયો યોજ્યા, તેથી તેની જગતમાં ઘણીજ કીર્તિ ફેલાઈ ગઈ, એના રાજ્યમાં એણે વિદ્યાનો એટલો બધો પ્રજામાં ફેલાવો કરચો કે, એના નગરનું ધારાનગરી નામ વિસર્જન થઈ જઈ કેટલાક દિવસ સરસ્વતિપૂર એ નામ પણ ગવાઈ ગયું. આહા! ધન્ય છે એ રાજાને કે, જેણે જગતને વિષે લાખો રૂપૈયા સુમાર્ગે ખરચી પોતાના નામને અક્ષય રાખ્યું.

એજ પ્રમાણે આજના વખતમાં પ્રજાનું કલ્યાણ ઈચ્છનાર અને આર્યભૂમિમાં વિદ્યા તથા કળા કૌશલ્યોનો ફેલાવો કરનાર સર્વ રાજાઓમાં રાજેન્દ્ર બ્રીટિશ રાજ્ય ઉપર સત્તા ચલાવનાર મહારાણી વિક્ટોરિઆ છે. કારણ એ રાજ્ય માતાના તખ્તનશીન થયા પછી આ ભરત ભૂમિમાં નવા નવા હુન્નરો, નવી નવી અનેક પ્રકારની વિદ્યાઓ કે, જે પોથાં પાનાંમાં પડી પડી ઉધેઈ (વાંતરી) ને ભોગ પડી હતી તે આ મહારાણી રાજ્ય માતા વિકટોરિયાના આશીર્વાદથી સર્વ પ્રજાને ફળી ભૂત થઈ સર્વના હૃદયમાં પ્રકાશીત થઈ રહી છે. માટે એનો વિજય થાઓ, વિજય થાઓ. એવું ઈશ્વર પાસે હું માગું છઊં.

---

## લશ્કરની કવાયદ.

એક દિવસ રાજાના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે, રાજ્યકારભારની વ્યવસ્થા તો યથાસ્થિત થઈ, પણ લશ્કરી અમલદારો સિપાઈ, જમાદાર, સુબેદાર અને પાયદલ તથા ઘોડેસ્વારનું તમામ લશ્કર તથા હાથીખાનું એઓની સ્થિતિ કેવા પ્રકારની છે, તેઓ પ્રસંગ પડેથી રાજ્યનું સંરક્ષણ કરી શકે એમ છે કે શી રીતે? આવો

વિચાર કરી પોતાના ખાસ સેનાધિપતિ રણધીરસીંહને બોલાવવા તેડું મોકલ્યું. પછી જેવો તે સરકાર કચેરીમાં આવ્યો કે, ચોપદારે રાજાને ખબર આપી હજુરમાં બોલાવ્યો. રણધીરસીંહે અદબથી રાજ્યરીત પ્રમાણે વંદન કરી હાથ જોડી અર્જ કરી કે, અન્નદાતાર ! શેવકને શો હુકમ છે. ? પછી રાજાએ તેનો સત્કાર કરી પાસે બેસારી કેટલી એક આડી અવળી વાતો કરી ફોજના સમાચાર પુછ્યા, અને હુકમ કરચો કે, આવતીકાલે પ્રભાતમાં સૂર્યોદય પહેલાં આપણા તમામ લશ્કરની કવાયદ જોવા સારૂં હું આવવાનો છું. માટે લશ્કરને અત્યારથી વરધી આપો કે, પોતાના લશ્કરી પોષાગથી અમુક સ્થળે હાજર રહે તેમ રિસાલાવાળા ઘોડેસ્વારો પણ પોતાના તુર્કી દમામથી હથિયારોસહિત તથા વાદિત્રોવાળા તથા ગોલંદાજો વિગેરે તમામ લશ્કર હાજર રહે. તમે લશ્કરને બીજા અમલદારોસાથે વિદાય કરી કચેરીમાં આવજો એટલે આપણે સાથે જઈ તપાસ કરીશું.

સેનાધિપતિએ રાજાનો હુકમ મસ્તકે ચઢાવી છાવણીમાં જઈ હાથ નીચેના સર્વે અમલદારોને લશ્કર તૈયાર રાખવા તથા સૂર્યોદય થતા પહેલાં અમુક સ્થળે કવાયદ સારૂ સૈનને લઈ જવાની વરધી આપી.

બીજે દિવસે પ્રાતઃકાળ થતા પહેલાં છાવણીમાં તુરૈવાળાએ તુરૈના નાદથી સર્વને જાગૃત કરચા કે, સર્વે સૈન્ય પોતાના લશ્કરી પોષાગો તથા ચકચકીત વિજળીના જેવાં પ્રકાશિત શસ્ત્રો ધારણ કરી વાદિત્રોના સુંદર ધ્વની કરતા જાણે મહોદધિનું પૂર ઉલટ્યું ના હોય એવી રીતે ચતુરંગણી સેનાસહિત ભરજરી સોનેરી પોષાગવાળા અમલદારો સાથે કવાયદ કરવાને સ્થળે જઈ પોંહોંચ્યા. ધારાધિપતિની લાખો ઘોડેસ્વારોની તથા લાખો પાયદલની સંખ્યા તથા કેટલાક મદોન્મત ગજેંદ્ર તથા કેટલાક રથોનો શોભ્યામણો ઠાઠ જાણે એક કુબેરની અલકાપુરી નવીજ વસી ન હોય એવી રચના બની રહી.

લશ્કરના અમલદારોએ ભોજરાજાના આવતા પહેલાં તેમને માન આપવા સારૂ દક્ષિણદિશા તરફ પાયદલ હારબંધ ઉભુ રાખ્યું, અને ઉત્તરદિશાએ તમામ ઘોડેસ્વાર લશ્કર એક કોટની માફક ઉભુ કર્યું.

પશ્ચિમબાજુએ હાથિઓ તથા રથમાં બેઠેલા મહારથીઓ ઉભા રહ્યા અને લશ્કરના અગ્ર ભાગપર વાદિત્રોવાળા બે બાજુએ ઉભા રહ્યા, તેમજ તોપોના મોરચા ચારે દિશાપર યોગ્ય રીતે ખડા કીધા. અને પૂર્વદિશાનો રસ્તો ખુલ્લો રાખ્યો.

આહા ! આ વખતનો શું સુંદર દેખાવ ! ! શું સર્વ સેનાનું ગંભીરપણું ! શું મદ ઝરતા માતંગોની શોભા ! વળી તેપર સુંદર ચકચકિત સુવર્ણના કળશવાળી અંબાડિયો, પગોની અંદર સોનાના તોડા. તથા તે પર મોટા રાજેંદ્ર સરખા ભરજરી લશ્કરી પોષાગ પેહેરી અંદર વિરાજેલા મહારથી તથા અતિ રથીયો, તેમજ સુવર્ણમય ઘુઘરીયોથી જડેલા રથો તથા સુંદર ઘુઘરમાળ બાંધી દીધેલા પવનવેગી ધોરીયો, આ પ્રકારની અદ્ભુત રચના જોવાને નગરની તમામ પ્રજા બાળકથી વૃદ્ધપર્યંત ઉભરાઈ જતી હતી તેમ આનંદ પામતી હતી.

આ વખતે સઘળી પ્રજાનો મેળાવડો ફોજની કવાયદ જોવાની લાલચથી તથા પોતાના પરમ કૃપાળુ ધર્મધોરીંધર ધારાધિપતિ ભોજરાજાનાં પવિત્ર દર્શનની જીજ્ઞાસાથી ટમટમી રહ્યો હતો; એટલામાં માહારાજાધિરાજ શ્રીમંત સરકાર ભોજરાજાની સવારી સેનાધિપતિ સાથે ભારે દબદબાથી આવી પોંહોંચી કે તોપોની સલામતી ચાલુ થઈ, અને વાદિત્રોના સોહામણા ગંભીર નાદથી માન આપ્યું. પછી પોતે પૂર્વદિશાયેથી અંદર દાખલ થયા કે સર્વે સેનાએ પોતાનાં શસ્ત્રો ઊંચાં કરી જમણા હાથથી સલામ કરી. રાજાએ સર્વ સેનાના પોષાગો તથા શસ્ત્રો ઘણીજ બારીકીથી નિરિક્ષણ કરયાં અને લશ્કરની તમામ વ્યવસ્થા જોઈ લીધી. એટલામાં સર્વ જગતના તીમીરને હરનાર, તથા અઢાર ભાર વનસ્પતીને નિરંતર નવ પલ્લવ રાખનાર દીનકરમણિયે દર્શન આપ્યાં. આહા ! જેવા તેમના અલૌકિક તેજસ્વિ સુવર્ણમય કિરણો સેનાના ઉપર પડ્યા તેવાજ તેઓના ચકચકિત ભરજરી પોષાગો તથા ચકચકિત શસ્ત્રો જાણે લાખો દિનકરમણિ (સૂર્ય) નો પ્રકાશ થયો ન હોય એવો ભાસ માલમ પડવા લાગ્યો.

હવે રાજાએ સેનાધિપતિને કવાયદ કરાવવાને હુકમ કરચો ને કહ્યું કે, પ્રથમ પાયદલનું લશ્કર સીધી હારમાં ઉભુ છે તે મારા હસ્તિને મધ્યમાં ઘેરી સમ ચોરચ આકૃતિથી કિલ્લાની માફક થઈ જાય એવી સુચના કરો.

સેનાધિપતિએ બ્યુગલ (તુરે) વાળાને કહ્યું કે, તેણે તુરેનો અવાજ રાજાના ઠરાવ મુજબ કરચો કે જોતાં જોતાંમાં લશ્કરના વિભાગ પડી મધ્યમાં રાજાને ઘેરી, સમ ચોરસ પલટણનો કોટ એક ક્ષણ વારમાં બનાવી દીધો.

ફરીથી રાજાએ ફરમાવ્યું કે, સામેના મોરચા ઉપર જ્યાં લશ્કર ઉભું છે ત્યાં એકદમ આપણું લશ્કર જઈ તેમને મધ્યમાં ઘેરી લઈ તેનાપર છાપો મારવાનું કહો. એટલે લાગલી તુરેવાળાયે તેવા પ્રકારથી તુરે વગાડી કે લશ્કરે ગુપચુપ જઈ તેના મોરચાને વર્તુળાકાર ઘેરો ઘાલી તેમના લશ્કરને ઘેરી લીધું.

ત્યારપછી રાજાએ ઘોડેસ્વાર રિસાલાની પરિક્ષા લેવા સારૂ સેનાધિપતિને નીચે મુજબ શ્લોક કહો.

**चक्रव्यूहेनमांसेना, संवेष्टयतुसर्वतः ।**
**सावधानंतयाकार्या, भेरीवादनतस्त्वया ॥ १५९ ॥**

ભાવાર્થ—તુરે વગાડીને સર્વે સૈનને જાહેર કરો કે ઘણાજ સાવધપણેથી એવી રીતે ગોળાકાર ચક્રવ્યૂહ રચો કે, કિલ્લાની માફક સર્વ સેના બની જાય અને મને વચમાં ઘેરી લે.

આ પ્રમાણે રાજાનો હુકમ થતાંજ લાગલી તેવા પ્રકારની તુરે વગાડી, કે તમાંમ લશ્કર ગોળ ચક્રવ્યૂહના આકારમાં કિલ્લાની માફક બની જઈ રાજાને એક ક્ષણ વારમાં મધ્યભાગે ઘેરી લીધો.

રણધીરસિંહ સેનાધિપતિયે બે હાથ જોડી કહ્યું કે, દેખીયે મહારાજ ! કેવી ચાલાકીથી સેના આવીને આપની ચોગરદમ ખડી રહી છે. આપ ચારે તરફ નીધા કરો—કોઈ પણ બાજુ એવી દેખવામાં આવે છે કે, એક પા તસુની પણ જગા ખુલ્લી દેખાય. આ ઘેરામાંથી નીકળી બહાર જવું પ્રાણ સંકટ ભરેલું સમજવું. હે મહારાજ !

"આ પ્રકારનો સેનાનો ચક્રવ્યૂહ મહાભારતના દ્રોણપર્વમાં ધૃતરાષ્ટ્ર રાજાના પુત્ર દુર્યોધને અર્જુનના પુત્ર અભિમન્યુને મારવા સારૂ રચાવ્યો હતો" રાજા બહુ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે, આ તરેહનો વ્યૂહ રચનાથી કિલ્લો બાંધવો હજુ સુગમ છે, પરંતુ એનાથી પદ્મ દુર્ગ એટલે પદ્માકાર વ્યૂહ રચી કિલ્લો બાંધવો બહુજ વિકટ છે. એમ કહી રાજા ભોજ તુરૈવાળાને સેનાધિપતિની સમક્ષ નિચે મુજબ શ્લોક બોલ્યો કે,

**पद्माकारेणमांसेना, कुरुतात्विवरेभृशम् ॥**
**द्विगुणोत्तरवृद्धयावै, नग्नखड्गैकहस्तया ॥ १९६ ॥**

ભાવાર્થ—એવા પ્રકારની તુરૈ વગાડો કે, એક હાથે ઉઘાડી તરવાર પકડી કમળની માફક સર્વે સેના એવી રીતે ઉભી રહે કે, મુને મધ્યમાં ઘેરી લેવોને મારા ફરતી પહેલા આઠ પછી સોળ ને તેના પાછળ બત્રીશ એવી દ્વિગુણોત્તર સર્વે દળની ટુકડીયો કમલના ફૂલની પાંખડીયોવત જોડાઈ જઈ દૂરથી આબેહુબ કમળસમાન દેખવામાં આવે.

રાજાનો હુકમ થતાંજ તેવા અવાજથી એવી તો તુરઈ વગાડી કે, તમામ સેના એકદમ છુટી પડી જઈ ચાર આઠ, સોળ અને બત્રીશ આદિ ઘોડેસવારોની ટુકડી બની જઈ જેમ ખીલેલુ કમળ પોતાની સઘળી પાંખડિયો પસારી કેવું દેદીપ્યમાન શોભા આપે છે તેવીજ રીતે પાંખડીયોના આકારે વર્તુળાકાર વ્યૂહથી રાજાને મધ્યમાં ઘેરીને ચોગરદમ સેના એક ક્ષણવારમાં ખડી થઈ.

આવી અજાયબી ભરેલી અને સ્વપ્રે પણ નહી દેખવામાં આવે એવી લશ્કરની કવાયદ જોઈને જોવા આવનારી તમામ પ્રજાયે મોટા ઉત્સાહથી ખુશાલી ભરચા અવાજ કરચા. પછી રાજા પોતાની સેનાની કવાયદ કરવાની ચતુરાઈ તથા ચપળતા જોઈ ઘણોજ પ્રસન્ન થયો અને અમલદારોને તથા સેનાને પોતપોતાની યોગ્યતા પ્રમાણે બક્ષીસો આપી સેનાને છાવણીમાં જવાને રજા આપી ભોજરાજા દરબારમાં આવ્યો.

## ગોવીંદરાજ પંડિતની વાત.

કોઈ એક દિવસે ભોજરાજા પોતાના બગીચામાં ફરવા જતો હતો, ત્યાંહાં ધારાનગરીનો રહેવાશી એક બ્રાહ્મણ તેના જોવામાં આવ્યો. તે બ્રાહ્મણે રાજાને દેખીને પોતાની આંખો વીંચી દીધી; તે જોઈને રાજાએ તેને પુછ્યું કે, હે મહારાજ! તમે મને દેખીને આશીર્વાદ ન દેતાં આંખો વીંચી દીધી તેનું કારણ શું?—તે બ્રાહ્મણે ઉતર આપ્યો કે, તમો ક્ષત્રિ થઈને કોઈ વિદ્વાનનો સત્કાર કરતા નથી તેથી તમારામાં કાંઈ પુરૂષાર્થ નથી, માટે જો લોભીનું મુખ સવારમાં દેખવામાં આવે તો આખો દિવસ છુટી પડે એમ લૌકિકમાં કહેવત ચાલે છે માટે તમને દેખીને આંખો વીંચી દીધી. કેમ કે:—

**प्रसादोनिष्फलोयस्य, कोपश्चापिनिरर्थकः ॥**
**नतंराजानमिच्छंति, प्रजाषंढमिवस्त्रियः ॥ १५७ ॥**

ભાવાર્થ—જેમ નપુંસક પુરૂષને સ્ત્રીઓ ઇચ્છે નહીં, તેમ પ્રજા—જે રાજાની કૃપા નિષ્ફળ હોય અને કોપ પણ નિષ્ફળ હોય તેને મનમાં ઇચ્છે નહીં. તેમજ:—

**अप्रगल्भस्ययाविद्या, कृपणस्यचयद्धनं ॥**
**यच्चबाहुबलंभीरो, र्व्यर्थमेतत्त्रयंभुवि ॥ १५८ ॥**

ભાવાર્થ—ચાતુરી વગરના માણસની વિદ્યા, લોભીની પાસેનું ધન અને બીહીકણ પુરૂષનું બળ એ ત્રણેવાનાં પૃથ્વીનેવિષે નકામાં છે. તે ઉપરથી:—

હે રાજન્! મારા પિતાને મેં એક વખતે પુછ્યું હતું કે, હે પિતાજી! મારે આ સૃષ્ટિમાં શી રીતે વર્તવું? ત્યારે તેમણે મને શિખામણ દીધી કે:—

**यदितवहृदयंविद्वन्! सुनयंस्वप्नेऽपिमास्मसेविष्ठाः ॥**
**सचिवजितंषंढजितं, युवतिजितंचैवराजानम् ॥ १५९ ॥**

ભાવાર્થ—હે વિદ્વાન્ પુત્ર! જો તારૂં હૃદય વિચક્ષણતાવાળું હોય તો

જે રાજા મંત્રિને, નપુંસકને, કે સ્ત્રીઓને, વશ હાય તે રાજાની સ્વપ્ને પણ સેવા કરીશમાં કારણ કેઃ—

पातकानांसमस्तानां, द्वेपरेतातपातके ॥
एकंदुस्सचिवोराजा, द्वितीयंचतदाश्रयः ॥ १६० ॥

ભાવાર્થ—જેના મંત્રિઓ સારા ન હોય એવો રાજા અને તે રાજાનો આશ્રય લેવો એ બન્ને વાંનાં સર્વ પાપોમાં મોટાં પાપરૂપ છે અનેઃ—

राजासंपत्तिहीनोऽपि, सेव्यःसेव्यगुणाश्रयः ॥
भवत्याजीवनंतस्मात्, फलंकालान्तरादपि ॥ १६१ ॥

ભાવાર્થ—જે રાજા સંપતિ વગરનો છતાં પણ સારા ગુણવાળો હોય, તેની સેવા કરવી. કેમ કે, એવા રાજા પાસેથી કાળાંતરે પણ આજીવિકારૂપ ફળ મળે છે તેથીઃ—

હે રાજા ! અદાતામાં ચતુરાઈ હોતીજ નથી. પૂર્વે થઈ ગએલા કર્ણ, શિબિરાજા, વિક્રમ અને દધીચિ આદિ ઋષિઓ; કે જેઓ હમણાં સ્વર્ગલોકના આભૂષણરૂપ છે; તે સધળા દાનની કીર્તિનાજ પ્રતાપથી મૂવા પણ હજી તે જીવતા જેવા છે. કેમ કેઃ—

देहेपातिनिकारक्षा, यशोरक्ष्यमपातवत् ॥
नरःपतितकायोऽपि, यशःकायेनजीवति ॥ १६२ ॥

ભાવાર્થ—શરીર કે, જે અવશ્યે પડનાર છે તેની શી રક્ષા કરવી ? વાસ્તવિક રીતે જોતાં તો યશનીજ રક્ષા કરવી; કારણ કે, આ શરીર પડી ગયા પછી પણ માણુસ યશરૂપિ દેહુથી જીવે છે. વળીઃ—

पंडितेचैवमूर्खेच, बलवत्यपिदुर्बले ॥
इश्वरेचदरिद्रेच, मृत्योःसर्वत्रतुल्यता ॥ १६३ ॥

ભાવાર્થ—પંડિત, મૂર્ખ, બળવાન્, દુર્બળ, સમર્થ અને દરિદ્ર એ સધળાઓને મૃત્યુ તો સરખી રીતેજ આવે છે. માટે કહું છઊં કેઃ—

निमेषमात्रमपिते, वयोगच्छन्नतिष्ठति ॥
तस्माद्देहेष्वनित्येषु, कीर्तिमेकामुपार्जयेत् ॥ १६४ ॥

ભાવાર્થ—તમારૂં આયુષ્ય વહ્યું જાય છે, તે ક્ષીણ માત્ર પણ સ્થીર રહેતું નથી એટલા માટે શરીર કે જે અનિત્યજ છે તેમાં એક કીર્તિનેજ મેળવી લ્યો.

આવી અમૃતરૂપિ બ્રાહ્મણના મુખની વાણિ ભોજરાજાએ શ્રવણ કરી પરબ્રહ્મમાં લીન થઈ ગયો, અને હર્ષનાં અશ્રુ લાવી બ્રાહ્મણને આ પ્રમાણે બોલ્યો કે,

**सुलभाःपुरुषालोके, सततंप्रियवादिनः ॥**
**अप्रियस्यचपथ्यस्य, वक्ताश्रोताचदुर्लभः ॥ १६९ ॥**

ભાવાર્થ—આ જગતમાં પ્રિય બોલનારાં મનુષ્યો જેટલાં જોઈએ તેટલાં મળી આવે છે, પરંતુ અપ્રિય લાગવાનો ભય નહીં રાખતાં હિતનાં વચનો કહેનારાં તેટલાં મળી શકતાં નથી; (અર્થાત થોડાંજ મળે છે.) તેમ સાંભળનાર પણ મળી શકતાં નથી. વળીઃ—

**मनीषिणःसन्तिनतेहितैषिणो, हितैषिणःसन्तिनतेमनीषिणः ॥**
**सुहृच्चविद्वानपिदुर्लभोनृणां, यथौषधंस्वादुहितंचदुर्लभं ॥१६६॥**

ભાવાર્થ—કેટલાએક વિદ્વાનો હોય છે પણ તેઓ સા'માનું હિત ઈચ્છનાર હોતા નથી; અને કેટલાએક હિત ઈચ્છનાર હોય તો તેઓ વિદ્વાન હોતા નથી, માટે જેમ હિતકારી અને વળી મીઠું ઔષધ દુર્લભ છે તેમ મનુષ્યોમાં હિતેચ્છુતા અને વિદ્વત્તા એ બન્ને ગુણોવાળા પુરૂષો પણ દુર્લભ છે.

આ રીતનાં ગોવીંદ બ્રાહ્મણનાં વચન શ્રવણ કરવાથી અતિ પ્રસન્ન થઈ ભોજરાજાએ તેને ઘણું દ્રવ્ય આપી દરબારમાં આજીવિકા (વર્ષાસન) કરી આપી પોતાનો માનીતો કર્યો. આ પંડિતના અસરકારક દ્રષ્ટાંતથી ભોજરાજાની વિદ્વાનો ઉપર શ્રદ્ધા બેઠી અને પોતે સમજ્યો કે, રાજ્યકચેરીનો ખરો શૃંગાર તો પંડિતોજ છે; ત્યારથી ભોજરાજાની કચેરીમાં પંડિતોનો પગ પસારો થયો. એવા પંડિતો એના દરબારમાં આશરે ચોદસો હતા એવું કેટલાક ગ્રંથકારો લખે છે. વળી જેવી રીતે વિક્રમરાજાની કચેરીમાં નવ પંડિતો

(નવરત્ન) હતા તેવા મહાન્ પંડિતો આ રાજાની કચેરીમાં ચૌદ હતા. પરંતુ સર્વોપરી કાળીદાસ પંડિત ગણાય છે. એ પંડિતોના નામ.

૧ કાળીદાસ, ૨ ગોવિંદરાજ, ૩ વરરૂચિ, ૪ બાણ, ૫ મયૂર, ૬ રેકૂણ, ૭ શંકર, ૮ કલીંગ, ૯ કર્પૂર, ૧૦ ભવભૂતો, ૧૧ માઘ, ૧૨ વિધાવિનોદ, ૧૩ કોકિલ, ૧૪ તારેંદ્ર.

---

## પતિવ્રતા સ્ત્રીની વાત.

કોઈ એક દિવસે ભોજરાજા ધારા નગરમાં એકલો અંધાર પિછેડો ઓઢી ફરતો હશે તેણે કોઈના ઘરમાં નવો જેવો ચમત્કાર દીઠો તેથી બીજે દિવસે પોતાની કચેરીમાં આવી પંડિતો આગળ નીચે પ્રમાણે બોલ્યો કે, હે પંડિતો!

॥ हुताशनश्चंदनपंकशीतलः ॥

આચરણનો ખુલાસો અન્ય પંડિતોથી ના થયો ત્યારે કાળીદાસ પંડિત બોલ્યો કે, હે રાજેંદ્ર! ગઈ કાલે એક બ્રાહ્મણના ઘરમાં સુતેલા પતિનું મસ્તક ખોળામાં લઈને બેઠેલી કોઈ પતિવ્રતા સ્ત્રીજોવામાં આવી, એટલામાં તે સ્ત્રીનો ઊંઘમાંથી તુર્ત જાગૃત થએલો નાનો બાળક બેભાનમાં બળતા અગ્નિપાસે ગયો, આમ થવા છતાં પણ તે પાતિવ્રત પાળનારી સ્ત્રી પોતાના પતિને નહીં જગાડતાં બાળકને અગ્નિમાં પડતો (ઝંપલાતો) હતો તેને ઉઠીને પકડી લીધો નહીં એ આશ્ચર્ય જોવાને હે રાજન્! તમો જરા વાર ઉભા રહ્યા. તે સમયે તેણે અગ્નિદેવતાની પ્રાર્થના કરી કે:—

“હે યજ્ઞોના સ્વામી! તું સઘળા કર્મોનો સાક્ષી હોવાથી સઘળા ધર્મોને જાણે છે, અને હું કે, જે પતિની સેવામાં તત્પર હોવાને લીધે બાળકને પકડી શકતી નથી તે પણ તું જાણે છે, એટલા માટે મારા બાળકપર અનુગ્રહ કરીને તું તેને બાળીશ નહીં.”

પછી તે બાળક અગ્નિમાં અરધી ઘડી સુધી રહ્યો અને રમ્યા કીધું

પણ બીલકુલ રોયો નહીં. તથા તેનું મોઢું પણ કરમાયું નહીં, અને પેલી પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનું ધ્યાન ધરીને તેમની તેમ બેસી રહી. થોડી વાર પછી જ્યારે તેનો પતિ નિદ્રામાંથી જાગૃત થયો ત્યારે તે સ્ત્રીએ ઉઠી પોતાના નાના બાળકને અગ્નિમાંથી ઊંચકી લીધો એ તેનો પરમ ધર્મ જોઈ તમો વિસ્મય પામ્યા. અને વિચાર કરવા લાગ્યા કે મારા જેવું કોનું ભાગ્ય છે ? કારણ કે મારા શેહેરમાં આવી પણ સાધવી સ્ત્રીયો રહે છે, માટે હે ભોજ ! તારા પુણ્યનો પ્રભાવ એવોજ છે. એમ કહી કાળીદાસે રાજાને ઉપરના ચરણને અનુસરતો આખો શ્લોક નીચે પ્રમાણે પુરો કરી આપ્યો.

सुतंपतंतंप्रसमिक्ष्यपावके, नबोधयामासपतिंपतिव्रता ॥
तदाभवत्तत्पतिभक्तिगौरवात्, हुताशनश्चंदनपंकशीतलः॥ १६७॥

ભાવાર્થ—પતિવ્રતાએ પુત્રને અગ્નિમાં પડતાં જોયો તો પણ પતિને ઉઠાડયો નહીં. ત્યારે એ પતિની ભક્તિના પ્રભાવથી અગ્નિચંદનના ગારા સમાન શીતળ થઈ ગયો.

એ સાંભળી ભોજરાજા પોતાનો અભિપ્રાય બરાબર આવેલો જોઈ પંડિતની અપાર બુદ્ધિથી વિસ્મય પામી તેને ચર્ણે નમ્યો અને કેટલોક સરપાવ આપ્યો.

---

## એક ગોવાલણીની વાત.

એક દિવસ રાજા ભોજ મૃગયાના રસથી વનમાં ફરતાં ફરતાં કપાળને તપાવે એવા સૂર્યના તાપથી ગ્લાની પામેલો અને તૃષાથી વ્યાકુળ થએલો ઘોડાપર ચઢીને આસપાસ જળાશય શોધવા લાગ્યો; પણ તે નહીં જડવાથી થાકીને એક વૃક્ષની શીતળ છાયા નીચે બેઠો હતો, એ સમયે કોઈ સુકુમાર અને મનોહર કાંતિવાળી ગોવાળની દીકરી ધારાનગરમાં છાશ વેચવાની ઈચ્છાથી છાશનું પાત્ર માથે મૂકી ચાલી જતી હતી તે રાજાના જોવામાં આવી, તેને જોઈ તૃષાથી વ્યા-

કુળ થએલા રાજાએ, (જો આ વાસણમાં કાંઈ પીવાનું હોય તો પીઉ એવી ધારણાથી) તેને પુછ્યું કે, આ તારે માથે તેં શું ઉપાડ્યું છે? એ વચન સાંભળી તે ગોવાળની દીકરીએ તેના મુખની શોભા ઉપરથી તેને (ભોજરાજા છે) ઓળખ્યો અને તૃષાતુર છે એમ જાણી બોલી.

हिमकुंदशशिप्रभशंखनिभं परिपक्ककपित्थसुगंधरसं ।
युवतिकरनिर्मथितंपिबहेनृप! तक्रमिदंस्वरुजापहरं ॥१६८॥

ભાવાર્થ—હે રાજા ! આ છાશકે જે હિમડોલરના ફૂલ, ચંદ્ર અને શંખ સરખી ઉજળી છે, પાકેલા કોઠના ફળ જેની સુગંધીવાળી છે, જુવાન સ્ત્રીઓના હાથથી મંથન કરેલી (વલોવેલી) છે, અને તમારા તાપને નિવારણ કરે એવી છે માટે તેને પીઓ.

એ સાંભળી રાજા ભોજે છાશ પીને પોતાની તૃષાને શાંત કરી. પછી રાજાએ પ્રસન્ન થઈ તેને કહ્યું કે, હે સુંદરી ! તારે શું જોઈએ છીએ ? ત્યારે સહેજ ફુટેલી જુવાનીવાળી અને મદથી પરવશ, તથા મોહથી વ્યાકુળનેત્રવાળી તે ગોવાળની દીકરી બોલી કે, હે મહારાજ ! હું કુંવારી છું.—એમ કહી ફરીથી બોલી.

इन्दुंकैरविणीवकोकपटली वाम्भोजिनीवल्लभं ।
मेघंचातकमंडलीवमधुप श्रेणीवपुष्पव्रजं ॥
माकंदंपिकसुंदरीवरमणी वात्मेश्वरंपोषितं ।
चेतोवृत्तिरियंसदानृपवर ! त्वांद्रष्टुमुत्कंठते ॥ १६९ ॥

"ભાવાર્થ—હે રાજાઓમાં ઉત્તમ ! જેમ કુમુદની ચંદ્રને જોવા ઉત્કંઠા રાખે છે, ચક્રવાકની પંક્તિ સૂર્યને જોવા ઉત્કંઠા ધરાવે છે, બપૈયાઓની મંડળી મેઘને જોવાને આતુર રહે છે, ભ્રમરાઓની પંક્તિ પુષ્પોના સમુહને જોવા અભિલાષા રાખે છે, કોકીલપક્ષિ (કોયલ) આંબાના વૃક્ષોને જોવા ઉત્કંઠા ધરે છે અને પ્રોષિતપતિકા (પરદેશમાં ગએલા પતિને) જોવા ઉત્કંઠા ધરે છે તેમ, આ મારા ચિત્તની વૃત્તિઓ સર્વદા તમને જોવાની ઉત્કંઠા ધરે છે."

એ સાંભળી ચિત્તમાં ચમત્કાર પામેલો રાજા પોતાના મનમાં

સમજી ગયો કે, આ તરૂણીને મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા છે તેથી તેણે તેને કહ્યું કે, હે સુંદરી! હું લીલાવતી રાણીની અનુમતિ મળશે તો જરૂર તારો સ્વિકાર કરીશ. પછી તેણે લીલાવતીનો મત લેઇ તે ગોવાળની દીકરી સાથે લગ્ન કર્યું. અને તેની મન કામના પૂર્ણ કરી.

---

## બ્રહ્મરાક્ષસની વાત.

કોઇ એક સમયે રાજા ભોજે પોતાના એશ આરામને સારૂ એક નવો મહેલ બંધાવ્યો, તેમાં વાસ્તુનો કુંભ મુકાયા પહેલાં કોઇ બ્રહ્મરાક્ષસ ઘરમાં પેશી ગયો હતો, તે ઘરમાં જે કોઇ માણસો રાત્રે સુઇ રહે તેને ખાઇ જાય; પછી રાજાએ મંત્રતંત્રવાળા ઘણા જણાઓને બોલાવ્યા, અને એને કહાડવાને યત્ન કર્યો, પરંતુ તેણે તે મંત્રતંત્રવાળાઓને પણ ખાવા માંડયા. એ રાક્ષસ પોતે ઘરમાં પુર્વ જન્મમાં અભ્યાસ કરેલી કવિતા બોલ્યા કરતો હતો. આ પ્રમાણે રાક્ષસ ઘરને બથાવી પડયો સમજી રાજા ઘેર ગયો, અને ચિંતાતુર થએલા રાજાએ કાળીદાસ પંડિતના આગળ વાત કરી કે, હે મહારાજ! આપણા બંધાવેલા નવા મહેલમાં રાક્ષસ ભરાઇ બેઠો છે તેને શી રીતે કહાડવો? પછી કાળીદાસે કહ્યું કે, એ અવશ્ય સઘળા શાસ્ત્રોમાં પ્રવિણ અને ઉત્તમ કવિ લાગે છે માટે હું તેને પ્રસન્ન કરીને આપનું કામ કરી આપીશ. હે રાજા! હવે મંત્રતંત્રવાળાને એક કોરે મૂકો, હવે મારો વારો, એમ કહી કાળિદાસ પોતે રાત્રે તે ઘરમાં જઇ સુતો; અને રાત્ર પોહોર ગઇ કે રાક્ષસ આવ્યો.

એ રાક્ષસે હંમેશાં એવી ટેવ રાખી હતી કે, કોઇ નવો માણસ આવે ત્યારે પ્રત્યેક પોહોરમાં પાંણિનિયનાં સુત્ર રૂપજ એક એક સમસ્યા બોલવી અને તેનો જવાબ જેવો પોતાના હૃદયમાં છે તેવોજ જો તે માણસથી ન અપાય તો તે બ્રાહ્મણ નથી એવો નિશ્ચય કરી તેને ખાઇ જવો; એ ટેવ પ્રમાણે તે સમયે પણ રાક્ષસે ધાર્યું કે, આ-

ગળની પેઠે આ માણસ પણ કોઈ નવોજ છે માટે મારે સમસ્યા બોલવી, ને તેનો ઉત્તર તે ન આપે તો આ મનુષ્યને પણ અવશ્ય મારીને ખાઈ જવો, એમ ધારી રાક્ષસ બોલ્યો.

પહેલા પોહોરનો રાક્ષસનો પ્રશ્ન—**सर्वस्यद्वे,**....સર્વને બે શું છે?

કાળીદાસનો ઉત્તર—**सुमतिकुमतिसंपदापत्तिहेतू !**

ભાવાર્થ—સઘળાં માણસને સુમતિ અને કુમતિ એબેજ, સંપત્તિ તથા વિપત્તિનાં કારણ રૂપ છે.

બીજા પોહોરનો રાક્ષસનો પ્રશ્ન—**वृद्धोयूना,**....વૃદ્ધ જુવાનની સાથે?

કાળીદાસનો ઉત્તર—**सहपरिचयात्त्यज्यतेकामिनीभिः ॥**

ભાવાર્થ—જુવાનની સાથે પરિચય થાય તો સ્ત્રીઓ વૃદ્ધને છોડી દેછે.

ત્રીજા પોહોરનો રાક્ષસનો પ્રશ્ન—**एकोगोत्रे**....વંશમાં એક ?

કાળીદાસનો ઉત્તર—**प्रभवतिपुमान्यःकुटूंबंबिभर्त्ति,**

ભાવાર્થ—આખા વંશમાં કુટૂંબનું પોષણ કરે એવો એકજ પુરૂષ થાય છે, અથવા જે કુટૂંબનું પોષણ કરે તેનેજ પુરૂષ સમજવો.

ચોથા પોહોરનો રાક્ષસનો પ્રશ્ન—**स्त्रीपुंचव,**....સ્ત્રી પુરૂષની પેઠે ?

કાળીદાસનો ઉત્તર—**प्रभवतियदातद्धिगेहंविनष्टं ॥**

ભાવાર્થ—જ્યારે સ્ત્રી પુરૂષના જેવી સ્વતંત્ર થાય ત્યારે ઘરનો નાશ થયું એમ સમજવું.

'ઉપરનાં ચાર ચરણનો આખો શ્લોક.'

**सुमतिकुमतिसंपदापत्तिहेतू, सहपरिचयात्त्यज्यतेकामिनीभिः ॥**
**प्रभवतिपुमान्यःकुटूंबंबिभर्त्ति, प्रभवतियदातद्धिगेहंविनष्टं।१७०।**

ભાવાર્થ—સઘળાં માણસને સુમતિ અને કુમતિ એ બેજ સંપત્તિ તથા વિપત્તિનાં કારણરૂપ છે, જુવાનની સાથે પરિચય થાય તો સ્ત્રીઓ વૃદ્ધને છોડી દે છે, આખા વંશમાં કુટૂંબનું પોષણ કરે એવો એકજ પુરૂષ થાય છે અથવા જે કુટૂંબનું પોષણ કરે તેનેજ પુરૂષ સમજવો, જ્યારે સ્ત્રી, પુરૂષના જેવી સ્વતંત્ર થાય ત્યારે ઘરનો નાશ થયું એમ સમજવું.

આ પ્રમાણે ચાર પોહોરની ચાર સમસ્યાના પ્રતિ ઉત્તર આપવાથી રાક્ષસ પ્રસન્ન થયો અને બોલ્યો કે, માગ માગ હું પ્રસન્ન થયો છું. ત્યારે કાળીદાસે કહ્યું કે મહારાજ ! આ સ્થળ છોડીને બીજા સ્થળમાં પધારો.

એ સાંભળી રાક્ષસ તેનું વચન સ્વિકારી જતો રહ્યો. આવું કાળીદાસનું અપાર પરાક્રમ જોઈ રાજાએ પ્રસન્ન થઈ લાખ્ખો રૂપૈઆનો સરપાવ આપ્યો.

---

## કુઆચરણવાળી સ્ત્રીની વાત.

એક દિવસે રાજા ગુપ્ત વેષે નગરની ચરચા જોતો જોતો ખરા મધ્યાનકાળ સમએ એક બ્રાહ્મણના ઘર આગળ જઈ ઉભો રહ્યો, તે સમયે તે ઘરનો વૃધ્ધ બ્રાહ્મણ વૈશ્વદેવ કરી કાગડાની વાશ લઈ ઘરથી બહાર નીકળ્યો, અને જળથી શુધ્ધ કરેલી પૃથ્વી ઉપર પેલી વાશ નાખી કાગડાઓને હાક મારતો ઊંચા નીચા હાથ કરવાથી અને ખાવાની વસ્તુપર કાગડાઓની દૃષ્ટિ જવાથી કાક્ કાક્ એવો અવાજ કરતા હજારો કાગડા ભેગા થયા. એ અવાજથી પેલા બ્રાહ્મણની સ્ત્રીએ જાણે ભયભીત થઈના હોય તેમ છાતીપર હાથ મુકી કારમી (ભયંકર) ચીસ પાડી. બ્રાહ્મણે કહ્યું કે, હે મારી પ્રાણ ! તું શા માટે બીહે છે? સ્ત્રી બોલી કે, હે સ્વામિન્ ! મારા જેવી સાધવી (પતિવ્રતા) સ્ત્રીઓથી એવો ક્રૂર શબ્દ કેમ સહન કરી શકાય? બ્રાહ્મણ બોલ્યો કે, હે પતિવ્રતા ! તારા જેવી સ્ત્રીઓને એમ થાય એ સ્વાભાવિકજ છે.

રાજાએ આ સઘળું વૃત્તાંત સાંભળવાથી અને સ્ત્રીનાં ચરિત્ર જોવાથી ખ્યાલ કરચો કે, અહો ! આ સ્ત્રી અવશ્ય વ્યભિચારિણી હોવી જોઈએ, એ પોતાનું સતીપણું બતાવવાને આ એના ભોળા પતિને બીહીક બતાવી ઠગે છે. માટે એની પરિક્ષા જોવી. પછી પોતે ઘેર ગયો અને રાત્રે પાછો પોતાનો વેષ બદલી તેજ સ્ત્રીના દ્વાર સમિપે

છુપી રીતે આવીને બેઠો. પછી મધ્યરાત્રિને સમયે પોતાના પતિને નિદ્રાવશ થએલો જોઈ પેલી સ્ત્રી પોતાની સખી એક વેશ્યા હતી તેના હાથથી માંસની પેટી ઉપડાવી નદીને કીનારે ગઈ. ભોજરાજા જે તેની વર્તણુકથી વાકેફ થવાને અંધાર પિછેડો ઓઢીને તમાસો જોવા આવેલો તે પણ તેની પાછળ પાછળ ગયો. હવે પેલી સ્ત્રીએ મસાણ કાંઠાનાં તમામ ભૂત પ્રેત વિગેરે પિશાચોને માંસ ખવરાવી મહા ભયંકર બે કાંઠે સમતોલ ભરેલી અને ઘણા વેગથી ગતી કરતી નદીમાં પડતું મુકી સામે પાર તરી ગઈ. રાજા પણ તે રીતે તરીને સામે પાર ગયો. હવે પેલી સ્ત્રીએ પોતાનો રાખેલો યાર એક મહા અબ- ધૂત હશે તેની સાથે એશઆરામ કર્યો તે રાજાએ પ્રત્યક્ષ દીઠો. આ રીતે પેલી બ્રાહ્મણની સ્ત્રીનું તમામ ચરિત્ર જોઈ રાજા ઘેર આવ્યો અને બીજે દિવસે પંડિતોની કચેરી ભરી તેમના આગળ બોલ્યો કે હે મહા કવિ! दीवाकाकरुताद्गीता, ત્યારે કાલિદાસ બોલ્યો, रात्रौतरति नर्मदाम् ॥ રાજા બોલ્યો, तत्रसंतिजलेग्राहा, કાલિદાસ બોલ્યો, मर्म्मज्ञासैवसुंदरी.

दीवाकाकरुताद्गीता, रात्रौतरतिनर्मदाम् ॥
तत्रसंतिजलेग्राहा, मर्म्मज्ञासैवसुंदरी ॥ १७१ ॥

ભાવાર્થ–દિવસે કાગડાના શબ્દથી બીનેલી રાત્રે નર્મદાને તરીને જાય છે; ત્યાં પાણીમાં ઝૂડોછે. ઝૂડોના મર્મને એ સુંદરી જાણતી હતી.

ભોજરાજા કાલિદાસ પંડિતના સમય સૂચકતાના શીઘ્ર જવાબ શ્રવણ કરી બહુજ ખુશી થયા અને કેટલોક શરપાવ આપ્યો.

---

## માઘ પંડિતની વાત.

કોઈએક સમએ ભોજરાજાની સભામાંના સઘળા પંડિતોને યાત્રા ગએલા અને કાલિદાસને નિરંતર વેશ્યામાં લંપટ થએલો જાણી રાજા વિચાર કરવા લાગ્યો કે અરેરે! બાણ, મયૂર, વિગરે પંડિતો મારી

આજ્ઞાને માન આપતા, અને આ કાલિદાસ વેશ્યામાં લંપટ હોવાથી મારી આજ્ઞાને પણ માન આપતો નથી માટે હવે મારે શું કરવું? પછી ભોજરાજા તેનાઉપર દિવસે દિવસે અનાદર કરતો અપમાન ભરેલી નજરથી જોવા લાગ્યો; તેથી કાલિદાસ બલ્લાળદેશના રાજાના આશ્રયમાં જઈ રહ્યો. તેને કેટલાક દિવસ ગયા બાદ દ્વારપાળે આવીને કહ્યું કે મહારાજ! ગુજરાતમાંથી માઘ નામનો કોઈ પંડિત આવ્યો છે તે આપણા ગામની ધર્મશાળામાં ઉતર્યો છે અને તેણે પોતાની સ્ત્રીને રાજ્યદ્વારમાં મોકલી છે. તે દ્વારસમીપ ઉભી છે. આ રીતનું દ્વારપાળનું બોલવું રાજાએ શ્રવણ કરી તુરત તેને અંદર તેડી લાવવાને હુકમ કીધો એટલે તેણે આવીને રાજાના કરમાં એક ચિઠ્ઠી મૂકી, તે ઉકેલી વાંચી જોઈ તેમા એવું લખ્યું હતું કે:—

कुमुदवनमपाश्री श्रीमदंभोजखंडं ।
त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ॥
उदयमहिमरश्मि र्याति शीतांशुरस्तम् ।
हतविधिनिहतानां हा ! विचित्रोविपाकः ॥१७२॥

ભાવાર્થ—કુમુદનુ વન શોભાવગરનું થાય છે, અને પદ્મનું વન શોભાવાળું થાય છે, ઘુવડ આનંદને છોડી દે છે અને ચક્રવાક પક્ષી આનંદ પામે છે, ચંદ્ર અસ્ત પામે છે અને સૂર્યનો ઉદય થાય છે. અહો! દુષ્ટ દૈવનાં ચરિત્રોનો આ કેવો વિચિત્ર પરિણામ છે.

રાજાએ આ અદ્ભૂત પ્રભાતનું વર્ણન વાંચી માઘપંડિતની સ્ત્રીને ઘણું ધન આપ્યું અને કહ્યું કે, હે માતુશ્રી! હું સવારમાં માઘપંડિતપાસે આવી તેમના ચરણનું વંદન કરી તેમના સર્વ મનોરથ પૂર્ણ કરીશ એમ કહી માઘની સ્ત્રીને વિદાય કરી.

પછી આપેલું ધન લઈને જતાં માઘની સ્ત્રીએ માર્ગમાં યાચક લોકોના મુખથી પોતાના પતિની શર્દૃઋતુના ચંદ્રના કિરણોની પેઠે ઉજળા ગુણોની ખ્યાતિ સાંભળી પ્રસન્ન થયેલી તે માઘની સ્ત્રીએ સર્વ ધન એક ક્ષણવારમાં તે યાચકોને વેંહેંચી દીધું. પછી પોતાના પતિ

પાસે આવીને કહ્યું કે, હે પ્રાણનાથ ! ભોજરાજાએ મને ઘણું માન આપીને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું પણ રસ્તે આવતાં યાચકોએ તમારા ગુણની કીર્તિ મારા આગળ ગાઈ સંભળાવ્યાથી તે સર્વ દ્રવ્ય તેમને વેંહેંચી દીધું. ત્યારે માઘ બોલ્યો હે સ્ત્રી ! તેં બહુ સારૂં કર્યું એટલામાં પોતાની પાસે ફકત પહેરવાનાં લુગડાં શિવાય કાંઈજ બાકી ન રહ્યું તે સમયે માઘ પંડિતની એવી સ્થિતિ થએલી દેખી સઘળા યાચકો પોતાને ઠેકાણે ગયા. યાચકલોકોને નિરાશ થઈ જતા જોઈ માઘપંડિત બોલ્યો કેઃ—

**व्रजतव्रजतप्राणाः, अर्थिभिर्व्यर्थतांगतैः ।**
**पश्चादपिचगंतव्यं, क्वसार्थःपुनरीदृशी ॥ १७३ ॥**

ભાવાર્થ—હે મારા પ્રાણો ! આ નિરાશ જતા અર્થિઓની સાથે તમો પણ જાઓ, તમારે પાછળ પણ જવું છે; ત્યારે આવો સથવારો અર્થાત્ સોબત ફરીથી તમોને કયાં મળશે ?

આ પ્રમાણે વિલાપ કરતાં માઘપંડિત મરી ગયો. તે સમયે માઘની સ્ત્રી પોતાના પતિને મરણ પામેલો જોઈ બોલી કે,

**सेवंतेस्मगृहंयस्य, दासवद्भूभुजःसदा ।**
**सस्वभार्य्यासहायोयं, म्रियतेमाघपंडितः ॥ १७४ ॥**

ભાવાર્થ—રાજાઓ પણ જેના ઘરમાં સર્વદા દાસની પેઠે સેવન કરતા હતા તે આ માઘપંડિત આજ પોતાની સ્ત્રીનીસાથે પરલોકમાં જાય છે.

પછી ભોજરાજાને માઘપંડિતના મરણની ખબર મળતાં પોતાના નગરના હજારો બ્રાહ્મણોને સાથે લઈ મુગો મુગો રાત્રે તે સ્થળમાં ગયો. રાજાને આવતાં જોઈ માઘની સ્ત્રી રાજા પ્રત્યે બોલી કે, મહારાજ ! આ પંડિત તમારા દેશમાં આવીને મરણ પામેલા છે, માટે હવે એમની ઉત્તરક્રિયા તમારેજ કરવી ઘટે છે. પછી માઘના શબને નર્મદાને કિનારે લઈ જઈને શાસ્ત્રની વિધિ પ્રમાણે અગ્નિસંસ્કાર કર્યો; (બાળી દીધો) અને માઘની સ્ત્રીએ પણ પતિનીસાથે સહગ-

મન કર્યું (સતી થઈ.) તેઓની પાછળ ભોજરાજાએ જેમ પુત્ર સ-ઘળી ક્રિયાઓ કરે તે રીતે પોતે તેમની ક્રિયાઓ કરી.

એ પ્રમાણે માઘપંડિત મરી જતાં તેના શોકથી તથા બીજા પં-ડિતોના (યાત્રા ભ્રમણ) પ્રવાસમાં જવાથી તથા કાલિદાસના રિસાઈને જવાના વિયોગથી દિવસે દિવસે ભોજરાજાની કાન્તિ કૃષ્ણપક્ષના ચંદ્રની પેઠે ક્ષિણતા પામવા લાગી; તે સમયે એના મંત્રિઓએ મ-ળીને વિચાર કર્યો કે, આપણી સભાના ભૂષણરૂપ તથા ભોજરાજાના મુખના પાનરૂપ જે કાળિદાસ પંડિત હાલમાં બલ્લાળ દેશના રાજાના આશ્રયમાં જઈ રહેલા છે, તેને જો તેડી લવાય તો ભોજરાજા સુખી થાય. પછી બુદ્ધિસાગર મંત્રિએ એક પત્ર લખી કોઈ મંત્રિના હા-થમાં આપી તેને બલ્લાળ દેશમાં કાલિદાસને તેડી લાવવા મોકલ્યો. કેટલેક દિવસે મંત્રિ બલ્લાળ દેશમાં જઈ પોહોચ્યો, અને કાલિદાસને મળી પ્રણામ કરી કહ્યું કે, મને બુદ્ધિસાગર મંત્રિએ તમારા તરફ આ પત્ર આપીને મોકલ્યો છે. એમ કહી કાળિદાસના કરમાં પત્ર મૂક્યો. કાળિદાસે તે પત્ર વાંચી જોયો તેમાં એવું લખ્યું હતું જે;

**નભવતિસભવતિનચિરં, ભવતિચિરંચેત્ફલેવિસંવાદી ।**
**કોપઃસત્પુરુષાણાં, તુલ્યઃસ્નેહેનનીચાનામ્ ॥ ૧૭૫ ॥**

ભાવાર્થ—નિચ્ય પુરૂષોના સ્નેહની પેઠે સત્પુરૂષોનો કોપ પ્રથમ તો હોતોજ નથી, ને જો હોય છે તો લાંબા વખત સુધી ટકતો નથી; અને જો લાંબા વખત સુધી રહેતો ફળમાં વાંધા ભરેલો થાય છે. માટેઃ—

**સહકારેચિરંસ્થિત્વા, સલીલંબાલકોકિલ ! ।**
**તંહિત્વાદ્યાન્યવૃક્ષેષુ, વિચરનવિલજ્જસે ॥ ૧૭૬ ॥**

ભાવાર્થ—હે બાલકોયલ ! લીલા ભરેલી રીતે લાંબા વખત સુધી આંબાના-ઝાડમાં રહી આજ તેને છોડી દઈને તુંબીના વૃક્ષોમાં ફરે છે તે તું શું લાજતો નથી ?

**કલકંઠ ! યથાશોભા, સહકારેભવદ્ગિરઃ ॥**
**ખદિરેવાપલાશેવા, કિંતથાસ્યાદ્વિચારય ॥ ૧૭૭ ॥**

ભાવાર્થ—હે કોયલ ! જેવી આંબાના વૃક્ષમાં તારી વાણિ શોભે તેવી ખેરમાં કે ખાખરાના વૃક્ષમાં શોભે કે ? તે તું વિચારી જો.

આ પત્ર વાંચી બિજે દિવસે સવારમાં બલ્લાળ દેશના રાજાની આજ્ઞા લઈ માળવામાં આવી ભોજરાજાના ક્રિડા કરવાના બગીચામાં ઉતર્યો. કાલિદાસને આવેલો જાણી ભોજરાજાએ પોતે મોટા પરિવારસહિત સામા જઈ મોટી ધામધૂમથી ગામમાં લાવી તેમનું સન્માન કર્યું એ પ્રમાણે કાળિદાસ આવતાં તથા અનુક્રમે યાત્રાએ ગએલા પંડિતોના આવવાથી ભોજરાજાની પ્રકૃતિ શુક્લપક્ષના ચંદ્રની પેઠે ખીલવા લાગી, અને સભાની પણ પ્રથમની પેઠે શોભા વધવા માંડી.

---

## ચંદ્રશેખર નામના કવિની વાત.

એક દિવસે ભોજરાજા કચેરી ભરીને બેઠો હતો તે સમયે દ્વારપાળે આવીને અર્જ કરી કે, ચંદ્રશેખર નામનો કોઈ કવિ આપના દર્શનની અભિલાષાથી દ્વાર સમીપ આવીને ઉભો છે. દ્વારપાળની અર્જ સાંભળતાં કવિને સભામાં આવવાને હુકમ થયો. સભામાં આવી પોતે નિચે પ્રમાણે આશીર્વાદનો શ્લોક કહ્યો.

**राजन् ! दौवारिकादेव, प्राप्तवानस्मिवारणम् ॥**
**मदवारणमिच्छामि, त्वत्तोऽहंजगतीपते ! ॥ १७८ ॥**

ભાવાર્થ—હે પૃથ્વીના પતિ ! મને વારણતો તમારા દ્વારપાળ પાસેથી મળી ચૂક્યો છે, માટે હવે તો તમારી પાસેથી હું મદોન્મત્ત વારણ (હસ્તી) મેળવવાની ઈચ્છા રાખું છઊં.

તે સમયે રાજા ભોજ બહુજ રાજી થઈ પૂર્વ દિશા તરફનું મુખ કરીને બેઠો હતો તેથી સઘળી પૂર્વદિશા તે કવિને અપાઈ ચૂકી જાણીને, પોતે દક્ષિણદિશાતરફનું મુખ કરીને બેઠો, એ જોઈ કવિ વિચાર કરવા લાગ્યો કે, આ તે શું અચરત કહેવાય ? રાજા મારા સામું નહી જોતાં મોઢું કેમ ફેરવે છે. પછી દક્ષિણબાજુમાં રાજાના સન્મુખ જઈ બોલ્યો.

अपूर्वेयंधनुर्विद्या, भवताशिक्षिताकथम् ॥
मार्गणौघस्समायाति, गुणोयातिदिगन्तरम् ॥ १७९ ॥

ભાવાર્થ—ધનુર્વિદ્યાથી તો માર્ગણ (બાણ) ના સમુહ દૂર જાય છે અને ગુણ (દોરી) સમીપમાં આવે છે; પણ આ અપૂર્વ ધનુર્વિદ્યા કે જેથી માર્ગણ (માગણ) ના સમુહ સમીપમાં આવે છે અને ગુણ (સદ્ગુણનાં વખાણ ઘણા દૂર સુધી જાય છે તે તમે શી રીતે શિખ્યા ?

એ સાંભળી દક્ષિણદેશ પણ મનથી કવિને અર્પણ કરયો; અને રાજા પશ્ચિમદિશા તરફનું મુખ કરી બેઠો. તે સમયે તે પશ્ચિમ તરફ તેના સન્મુખ જઈ બોલ્યો કે,

सर्वज्ञमितिलोकोऽयं, भवंतंभाषतेमृषा ॥
पदमेकन्नजानीषे, वक्तुंनास्तीतियाचके ॥ १८० ॥

ભાવાર્થ—લોકો 'તમે સઘળું જાણો છો' એ ખોટું કહે છે કારણ કે 'નથી' એ એક શબ્દ તમો યાચકોને કહી જાણતા નથી.

એ સાંભળી રાજા પશ્ચિમદેશ મનથી કવિને આપીને ઉત્તર દિશા તરફ મુખ ફેરવીને બેઠો. ત્યારે કવિ ઉત્તર દિશાતરફ રાજાના સન્મુખ જઈ બોલ્યો.

सर्वदासर्वदोऽसीति, मिथ्यात्वंस्तुयसेबुधैः ॥
नारयोलेभिरेपृष्ठं, नवक्षःपरयोषितः ॥ १८१ ॥

ભાવાર્થ—વિદ્વાનો તમને વખાણે છે કે, 'તમે સર્વદા સઘળું આપો છો' પણ એ ખોટાં વખાણ કરે છે, કારણ કે તમે શત્રુઓને પીઠ આપી નથી અને પરસ્ત્રીઓને વક્ષસ્થળ આપ્યું નથી.

પછી રાજા પોતાની સઘળી પૃથ્વી કવિને આપી દેવાઈ જાણીને ઉભો થતાં તેનો અભિપ્રાય નહિં સમજાયાથી ફરીથી કવિ બોલ્યો.

राजन्कनकधाराभि, स्त्वयिसर्वत्रवर्षति ॥
अभाग्यछत्रसंछन्ने, मयिनोयान्तिबिंदवः ॥ १८२ ॥

ભાવાર્થ—હે રાજા ! તમે સર્વ સ્થળમાં સુવર્ણની ધારાઓ વરસાવો

છો તે છતાં હું કે, જે દુર્ભાગ્યરૂપિ છત્રથી ઢંકાયલો છું તેના પર છાંટા પણ પડતા નથી.

તેસમયે રાજાએ અંતઃપુરમાં જઈને મહારાણી લીલાવતીને કહ્યું કે, રાણીજી મેં સઘળું રાજ્ય કવિને આપી દીધું માટે હવે તમે મારી સાથે તપોવનમાં ચાલો, પછી પેલો ચંદ્રશેખર કવિ સભામાંથી બહાર નિકળતો દેખી બુદ્ધિસાગર નામના વૃદ્ધ મંત્રિએ તેને પુછ્યું કે, પંડિતજી રાજાએ તમોને શું આપ્યું? કવિએ કહ્યું, કંઇ આપ્યું નહી બુદ્ધિસાગરે કહ્યું કે, સભામાં જે શ્લોક બોલ્યા તે બોલી દેખાડો, એ ઉપરથી ચારે શ્લોક બોલી દેખાડચા; પછી બુદ્ધિસાગરે કહ્યું પંડિતજી! તમને એક ક્રોડ ધન આપું પણ તેટલાથી રાજાએ જે કાંઈ તમને આપ્યું હોય તેનું વેચાણ થયું સમજવું. કવિએ તે મંત્રિના બોલને સ્વિકારી કરોડ ધન લીધું. પછી કવિને વિદાય કરી બુદ્ધિસાગર રાજાની પાસે જઈને ઉભો રહ્યો, રાજાએ તેને કહ્યું કે, બુદ્ધિસાગર! આ રાજ્યપાટ મેં સઘળું કવિને આપી દીધું માટે હું આ રાણી સમેત તપોવનમાં જાઉ છું. તમારે જો ત્યાં આવવાની ઈચ્છા હોય તો ચાલો. બુદ્ધિસાગર બોલ્યો કે, માહારાજ! એ કવિએ કરોડ ધન મૂલ ઠરાવીને આ રાજ્ય આપણને વેચ્યું છે અને કરોડ ધન ખજાનામાંથી તેને ચૂકાવી આપ્યું છે માટે આ રાજ્ય તમારૂં છે તે તમેજ ભોગવો. એ હકિકત સાંભળી બુદ્ધિસાગરને બહુ માન આપ્યું આહા! પ્રધાન તો એવાજ જોઈએ. કે રાજાના હાથમાંથી ગએલી બાજી જીતાડી આપી. અને રાજા પણ એવાજ જોઈએ કે પોતાના બોલેલા વચનને પાળી રાજ્યપાટ તજી તપોવનમાં જવાને તેયાર થયો. ધન્ય છે એમના પુણ્યને, અને ધન્ય છે એમની હિમ્મતને, એ પણ વીરપુરૂષો. અને આજના કેટલાક લાખોની ચોરી અને સોય (કપડાં સીવવાની લોખંડની) નું દાન કરનારા એવા પણ વીરપુરૂષો નજરે જોવામાં આવે છે, એ બન્નેની તુલનામાં કેટલો તફાવત હશે? એ વાંચનાર ગૃહસ્થોનેજ સોંપુ છું.

---

## ભોજરાજાના મંહ વાડની વાત.

કોઈ એક દિવસે ભોજરાજા ગામથી બહાર ગયો હતો ત્યાંહા તેણે કપાળ સાફ કરવા વિગેરેની ક્રિયા કે જેનો પોતે બાળપણાથી અભ્યાસ રાખ્યો હતો તે ક્રિયા તેણે તળાવના પાણીથી કરી. એ ક્રિઆ કરતાં નાકને રસ્તેથી નાહાનાં માછલીનાં બચ્ચાં પૈસી ગયાં અને તે તાળવાની ખોપરી કે જેમાં ઘણા આડા અવળા ભાગો રહેલા છે તેમાં અટવાઈ જતાં પાછાં નીકળી શક્યાં નહીં. પછી રાજા ગામમાં આવ્યો, તે દિવસથી તેને કપાળમાં વેદના ઉત્પન્ન થઈ, તે વેદનાને દૂર કરવાને ઘણા વૈદ્યો ભેગા કરી ઉપાયો કર્યા પણ કોઈના ઔષદથી ગુણ લાગ્યો નહીં; આ પ્રમાણે મોટા મોટા ધનવંતરી સરખા વૈદ્યોના જાણવામાં આવે નહી એવા અપૂર્વ રોગથી રાજા દિવસે દિવસે અસ્વસ્થ થઈ જતાં:—

> **क्षामंक्षामममभूद्वपुर्गतसुखं हेमंतकालेऽब्जवत् ।**
> **वक्त्रंनिर्गतकान्तिराहुवदनाक्रान्ताब्जबिम्बोपमम् ॥**
> **चेतःकार्यपदेषुतस्यविमुखं क्लीबस्यनारिष्विव ।**
> **व्याधिःपूर्णतरोबभूवविपिनेशुष्केशिखावानिवा ॥ १८२ ॥**

ભાવાર્થ—હેમંત રૂતુમાં કમળની પેઠે સુખરહિત થએલું તેનું શરીર બહુજ દુર્બળ થઈ ગયું, જેમ નપુંસકનું ચિત્ત સ્ત્રીઓથી વિમુખ થાય તેમ તેનું ચિત્ત રાજ્યસંબંધી કામકાજોથી વિમુખ થઈ ગયું, મોંહોડું રાહુએ દબાવેલા ચંદ્રના બિંબની પેઠે કાન્તિ વગરનું થઈ ગયુ, અને એવી રીતે સુકાયલા વનમાં અગ્નિની પેઠે તેનો રોગ અંગોઅંગ બહુજ ફેલાયો.

આ રોગ થયાને એક વર્ષ વીતી ગયું પણ કોઈ એલમીથી તેના રોગની શાંતી થઈ નહીં, પછી અનેક પ્રકારનાં ઔષધો ખાધાથી અને રોગથી કાહાયર થઈ ગએલા રાજાએ પાસે બેઠેલા અને શોકરૂપિ સમુદ્રમાં ડુબેલા બુદ્ધિસાગરને માંડમાંડ થોડા અક્ષરથી કહ્યું કે, હે બુદ્ધિસાગર! હવેપછી કોઈ પણ વૈદ્ય આપણા મુલખમાં રહેવા ન

પામે એવો બંદોબસ્ત કરી સઘળા વૈદ્યકના ગ્રંથોને પાણીમાં ડુબાડી દઈને તમે પાછા અહીં આવો. મારો અંતકાળ હવે સમીપ આવ્યો છે; આવાં રાજાનાં હૃદયભેદક વચનો સાંભળી સઘળા ગામના લોકોનાં, કવિઓનાં, અંતઃપુરની સ્ત્રીઓ આદિ પરિવારનાં, અને પ્રધાન મંડળ વિગેરે સર્વનાં નેત્રોમાં આંસુની ધારાઓ ચાલવા લાગી. એ સમયમાં કોઈ એક દિવસે ઈંદ્ર રાજાએ દેવતાઓની સભાની અંદર સઘળા મુનિઓના સમુહમાં બિરાજેલા નારદઋષિને પુછ્યું કે, હે મુનિ ! પૃથ્વીવિષેની શી ખબર છે ? ત્યારે નારદજી બોલ્યા કે, કાંઈ નવી ખબર નથી, પરંતુ ધારાનગરીનો અધિપતિ ભોજરાજા ભારે મંદવાડથી અસ્વસ્થ હાલતમાં છે; અને તેનો મંદવાડ કોઈ મટાડી શકતું નથી તેથી સઘળા વૈદ્યોને પોતાના મુલુખમાંથી કાહાડી મૂકયા છે, અને વૈદ્યકશાસ્ત્રને ખોટું સમજી પાણીમાં બોળી દેવાનો વિચાર જણાવ્યો છે; એ સાંભળી ઈંદ્રે પોતાની પાસે બેઠેલા અશ્વનીકુમાર વૈદ્યોને પુછ્યું કે, હે સ્વર્ગના વૈદ્યો ! ધન્વંતરીનું શાસ્ત્ર કેમ ખોટું પડયું? ત્યારે અશ્વનીકુમાર બોલ્યા કે, હે દેવેન્દ્ર ! શાસ્ત્ર ખોટું નથી. પણ ભોજરાજા દેવતાઓના જાણવામાં એવા રોગથી દુઃખી થાય છે માટે તેના મનુષ્ય જાતના વૈદ્યોની કારીગરી ચાલતી નથી. ઈંદ્રે પુછ્યું એ કયો રોગ છે તે તમે જાણો છો ? અશ્વની કુમાર બોલ્યા કે, મહારાજ એ તલાવના પાણીથી કપાળ ધોતો હતો તે સમયે માછલી નાકના માર્ગથી એના તાલવાને વિષે ચઢી ગઈ છે તેથી એ પીડાય છે. એ સાંભળી ઈંદ્રે હસતે મોંહોડે તેમને કહ્યું કે, ત્યારે હમણાંજ તમો ત્યાં જાઓ અને એને સારૂં કરો, નહિં તર સર્વવૈદ્યક શાસ્ત્ર ખોટું મનાઈ જશે. વળી ભોજરાજા સરસ્વતીના વિલાસના સ્થાનકરૂપ છે અને શાસ્ત્રોનો જીર્ણોદ્ધાર કરનારો એક મહાન પંડિત છે, તો તે કારણથી પણ એને સારો કરવો (રોગ મટાડવો) યોગ્ય છે; એ પ્રમાણે ઈન્દ્રની આજ્ઞા થતાં તે બન્ને અશ્વની કુમારોએ બ્રાહ્મણોનો વેષ ધારણ કરી ધારાનગરીમાં આવી દ્વારપાળને કહ્યું કે, હે દ્વારપાળ ! અમો બે વૈદ્ય કાશીનગરથી આવેલા છીએ; તે વાત રાજાને જાહેર કરો. રા-

જાએ વૈદ્યકશાસ્ત્રને ખોટું માનેલું છે તો તેને સાચું ઠરાવવા સારૂં અને રાજાનો રોગ મટાડવા સારૂં અમો અત્રે આવ્યા છીએ. દ્વારપાળ બોલ્યો કે, હે ભૂદેવો ! કોઈ પણ વૈદ્યને આવવા દેવો નહીં એમ રાજાનો હુકમ ઠરી ચૂક્યો છે, અને વળી હમણાં રાજાની પ્રકૃતિ ઘણીજ અસાધ્ય છે માટે જાહેર કરવાનો આ સમય પણ નથી. તે વખતે કંઈક કામના પ્રસંગથી બહાર આવેલા બુદ્ધિસાગર પ્રધાને તેઓને જોઈને પુછ્યું કે તમે કોણ ? ક્યાંહાંથી આવ્યા ? અને શું પ્રયોજન છે તે કૃપા કરીને કહો ? ત્યારે તે બ્રાહ્મણોએ કહ્યું કે, અમો બે વૈદ્ય કાશી ક્ષેત્રથી તમારા પૃથ્વીપતિ ભોજરાજાના દર્દને ટાળવાસારૂ અને વૈદ્યક શાસ્ત્ર સાચું કરવાને અમે અહિં આવ્યા છીએ

પછી બુદ્ધિસાગર તે બન્નો વૈદ્યોને મહેલમાં તેડી ગયો, રાજાએ તેઓના મુખની શોભા જોતાંજ આ કોઈ મોટા વૈદ્ય છે, અને એમનાથી મારા રોગનું નિવારણ થઈ શકશે એમધારી તેઓનો ઘણો સત્કાર કરચો, અને સુંદર આસનપર બેસાડ્યા. અશ્વની કુમાર બોલ્યા કે, હે રાજેન્દ્ર ! તમારે કંઈ બીહીવું નહીં તમારો રોગ મટી ગયો એમ સમજવું. હવે કોઈ એકાંત સ્થળમાં તમો ચાલો, એ સાંભળી રાજા એકાંત સ્થળમાં ગયો. પછી અશ્વિનીકુમારોએ ભોજરાજાને મોહનું ચૂર્ણ સુંઘાડીને બેભાન કરી નાખ્યા પછી તેના માથાની ખોપરીનો એક ભાગ જુદો કહાડી તેના હાડકાના સંપુટ (પડદા) માં રહેલાં માછલાંને પકડી કોઈ વાસણમાં નાખી સંધાનકરણી નામની ઔષધીથી ખોપરી બરાબર સાંધીને પાછી સંજીવની નામની ઔષધીથી રાજાને પાછી ચેતના આણીને તે રાજાને પેલાં માછલાંનાં બચ્ચાં (જે ખોપરીમાંથી કહાડચાં હતાં તે) દેખાડચાં, એ જોઈ વિસ્મય પામેલા રાજાએ પુછ્યું કે આ શું છે? અશ્વિનીકુમાર બોલ્યા કે હે રાજા! તમે બાલ્યાવસ્થાથી કપાળ ધોવાનો મહાવરો રાખેલો હતો તેમાંથી આ થયું હતું. પછી રાજાએ ફરીથી તેમને પુછ્યું કે, આ વિષે મારે વાસ્તે જે કંઈ પથ્ય (પરેજી) પાળવાની હોય તે કહો. અશ્વિનીકુમાર બોલ્યા. હે મનુષ્યો !

**अशितेनाम्भसास्नानं, पयःपानंवस्त्रियः ॥**
**एतद्धोमानुषाःपथ्यम्, (*કાલિદાસ પુરૂ કરશે)**

ભાવાર્થ—ગરમ પાણીથી નહાવું, દૂધ પીવું, જુવાન સ્ત્રીઓને ભોગવવી, એ તમો મનુષ્ય લોકોને વાસ્તે પથ્ય છે.

એવા અર્થનાં ત્રણ ચરણ બોલી હજુ ચોથું ચરણ બોલવું બાકી રહ્યું હતું તેટલામાં "મનુષ્યો" એ સંબોધન સાંભળી અમો માણસ છીએ ત્યારે તમો કોણ છો ? એમ કહી રાજાએ પોતાના બે હાથથી તુરત તેમના હાથ પકડયા; પણ હાથ નહી પકડવા દેતાં અશ્વિની કુમાર ઝડપથી અંતર્ધાન થઇ ગયા. અને જતાં જતાં કહેતા ગયા કે, અમારા અધુરા રહેલા શ્લોકનું ચોથું ચરણ કાલિદાસ પંડિત રચી દેશે. પછી રાજા વિસ્મય પામી સઘળાઓને બોલાવીને તે હકિકત કહી સંભળાવી; એ સાંભળી સઘળા લોકો ચમત્કાર દેખી વિસ્મય પામ્યા પછી કાલિદાસે અશ્વિની કુમારના શ્લોકનું ચોથું ચરણ રચી આપ્યું કે,

**अशितेनाम्भसास्नानं, पयःपानंवस्त्रियः ।**
**एतद्धोमानुषाःपथ्यम्, "*स्निग्धमुष्णंचभोजनं" ॥१८४॥**

ભાવાર્થ—ઉના પાણીથી ન્હાવું, દૂધ પીવું, જુવાન સ્ત્રીઓની સોબત કરવી, તથા સ્નીગ્ધ અને ગરમ ભોજન કરવું; એ તમો મનુષ્યોને વાસ્તે પરેજી છે.

આ ઉપરથી ભોજરાજાએ કાલિદાસને કોઈ દેવ છે, છતાં લીલાથી મનુષ્યરૂપે અવતરેલો માની તેનું બહુ સન્માન કર્યું. પછી ભોજરાજાની કાન્તિ રોગ નિવારણ થવાથી પૂર્ણિમાના ચંદ્રની પેઠે ખીલવા માંડી.

---

## કાલિદાસ ઉપર ભોજરાજાની ઇતરાજી.

કોઈ એક દિવસે કાલિદાસ પંડિત કે જે, સઘળા કવિઓના મંડળમાં શ્રેષ્ટ ગણાતો હતો, તેને સભામાં આવતો જોઈ ભોજરાજાને હર્ષ થયો, પણ પાછો તે વેશ્યામાં લંપટ છે એવું સ્મરણ આવવાથી જરા

મનમાં ખેદ પામ્યો. તે સમયે જે વિદ્વાનો એને રાજાનો માનીતો છે એમ જાણી નમતા હતા તેઓને પણ તેના ઉપરથી અરૂચી થઈ, તથાપિ રાજાના મનનો ખેદ દૂર કરવાને બીજા પંડિતોએ કહ્યું કે,

**दोषमपिगुणवतिजने, दृष्ट्वागुणरागिणोनखिद्यन्ते ।**
**प्रीत्यैवशशिनिपतितं, पश्यतिलोकःकलंकमपि ॥१८५॥**

ભાવાર્થ–હે રાજા! ગુણી લોકમાં દોષ દેખવામાં આવે તો પણ ગુણ ઉપરજ પ્રેમ ધરાવનાર લોકો તેથી ખેદ ધરતા નથી. જેમકે, લોકો ચંદ્રમાં રહેલા કલંકને પણ પ્રેમથીજ જુવે છે.

કાલિદાસને આગળ જે માન મળતું હતું તેવું માન રાજા તરફથી ન મળવાથી મનમાં ખેદ પામી બોલ્યો કે,

**अवज्ञात्रुटितंप्रेम, समीकर्तुंकईश्वरः ।**
**संधिनयातिस्फुटितं, लाक्षालेपेनमौक्तिकम् ॥१८६॥**

ભાવાર્થ–અવજ્ઞાથી ફુટી ગએલા પ્રેમને પાછો સાધવાને કોણ સમર્થ થાય? ફુટી ગએલું મોતી લાખ ચોપડવાથી સંધાયજ નહીં.

કાલિદાસની સાથે પ્રેમ ટુટતાં રાજા પણ ખેદ પામતો હતો, તેને ખેદયુક્ત દેખીને રાણી લીલાવતીએ પુછ્યું, ત્યારે ભોજરાજાએ એકાંતમાં સઘળી હકિકત કહી સંભળાવવી એટલે લીલાવતીએ કહ્યું કે,

**दोषाकरोऽपिकुटिलोऽपिकलंकितोऽपि ।**
**मित्रावसानसमये विहितोदयोऽपि ॥**
**चंद्रस्तथापिहरवल्लभतामुपैति ।**
**नैवाश्रितेषुगुणदोषविचारणास्यात् ॥ १८७ ॥**

ભાવાર્થ–હે સ્વામીન્! ચંદ્રમા જો કે દોષવાળો છે, કુટીલ છે, કલંકવાળો છે, અને મિત્રના અસ્ત થવાના સમયમાં ઉદય પામનાર છે; તથાપિ તે શંકરને પ્યારો છે. માટે જે પોતાનો આશ્રિત હોય તેના ગુણદોષનો વિચાર નજ કરવો જોઈએ.

પછી ભોજરાજાએ લીલાવતીને કહ્યું કે હે પ્યારી! તાહારૂં કહેવું

યથાસ્થિત છે; કાલિદાસને હું સવારે બોલાવી પ્રસન્ન કરીશ. પછી બીજે દિવસે રાજા દાતણ પાણી કરી ન્હાઈ ધોઈ નિત્ય કર્મમાંથી મુક્ત થઈ સભા કચેરીમાં આવ્યો એટલે સઘળા પંડિતો, ગવાઈયા, તથા કવિઓ ભેગા થયા, તે વખતે કાલિદાસ નહિં આવેલા જોઈ ભોજ-રાજાએ એક સેવકને કાલિદાસને તેડવા વેશ્યાને ઘેર મોકલ્યો; સેવકે જઈ કાલિદાસને પ્રણામ કરીને કહ્યું કે, કવિરાજ! આપને રાજા બોલાવે છે, તે સમયે કાલિદાસ વિચાર કરે છે કે, ગઈ કાલેજ રાજાએ મારૂં અપમાન કર્યું છે, તે છતાં આજ સવારમાં મને બોલાવવાનું શું કારણ હશે?

यंयंनृपोऽनुरागेण, सम्मानयतिसंसदि ॥
तस्यतस्योत्सारणाय, यतंतेराजवल्लभाः ॥ १८८ ॥

ભાવાર્થ– રાજા પ્રેમથી સભામાં જેને જેને માન આપે, તેને તેને દૂર કહાડવાને વાસ્તે રાજાનાં પ્યારાં માણસો મહેનત કરે એ સ્વાભાવિક છે.

મને રાજા દિવસે દિવસે માન આપે છે તેથી મારા ઉત્કર્ષને નહીં સહન કરનારા કપટી લોકો વૈર ઉત્પન્ન કરાવા સારૂ રાજાને સમજાવેછે.

अविवेकमतिर्नृपति र्मंत्रिषुगुणवत्सुवक्रितग्रीवः ॥
यत्रखलाश्चप्रबला स्तत्रकथंसज्जनावसरः ॥ १८९ ॥

ભાવાર્થ–જ્યાં રાજા અવિવેકી હોય, તથા ગુણવાનની વાત સાંભળતાં વાંકી ડોક કરતો હોય, અને ખળ લોકો પ્રબળ હોય, ત્યાં સારા માણસનો અવસર ક્યાંથીજ હોય?

આ પ્રમાણે વિચાર કરતો કરતો કાળિદાસ સભામાં આવતાં તેને દૂરથી જોઈ આનંદસહિત આસનપરથી ઉઠીને, મહા કવિ! મારા પ્રાણ પ્યારા! આજ આવવામાં વિલંબ કેમ કર્યો? એમ બોલતાં બોલતાં પાંચ છ કદમ સામો ચાલ્યો. ત્યારે સઘળી સભા ઉભી થઈ સભાસદો વિસ્મય પામ્યા, અને કાલિદાસના શત્રુઓનાં મોંઢાં કરમાઈ ગયાં. પછી રાજાએ પોતાના સિંહાસનપર પોતાની પાસે બેસાર્યો. તે વખતે બાણકવિ બોલ્યો.

भोजःकलाविद्रुद्रोवा, कालिदासस्यमाननात् ॥
विबुधेषुकृतोराजा, येनदोषाकरोऽप्यसौ ॥ १९० ॥

ભાવાર્થ—ભોજરાજાએ કાલિદાસને માન આપ્યું તેથી કહેવાઈ શકાય છે કે, જગતમાં ભોજરાજા અને રૂદ્ર એજ કલાને જાણનાર છે; કે જેઓએ દોષાકરને (દોષરૂપિ કાલિદાસને) પણ વિબુધો (પંડિતો અને દેવતાઓ) માં રાજા કરેલા છે.

પછી એમ થવાથી કાળિદાસને વિદ્વાનોની સાથે વેરરૂપિ અગ્નિ વધારે પ્રદિપ્ત થયો. બાદ કેટલાએક બુદ્ધિમાનોએ સઘળા મળી વિચાર કરીને ભોજરાજાની દાસીને લાલચ આપી કાલિદાસને દૂર કરાવવાની ભલામણ કરી કે, બાઈ આ કાલિદાસ અમારી કીર્તિને ગળી જાય છે અને અમારામાંથી કોઈ પણ એની તુલ્ય આવી શકે એમ નથી, માટે જે રીતે એને દેશમાંથી કાઢી મૂકે એવી તારે ગોઠવણ કરવી. દાસી બોલી કે, તમો એક હાર આપો તો હું તમારૂં કામ કરૂં. પછી સંકેત પ્રમાણે તેને હાર આપ્યો, અને સહુ પોતપોતાને ઘેર ગયા. ત્યાર પછી દાસીએ એક દિવસ રાજા સુતો હશે ત્યાં તેની પગચંપી કરતી કરતી કપટથી આંખો વિંચી સુઈ ગઈ, અને લવારી કરતી હોય તેમ બોલી કે, હે સખી ! એ દુરાત્મા કાલીદાસ દાસીનો વેષ પેહેરી અંતઃપુરમાં આવીને નિત્યપ્રત્યે લીલાવતી સાથે રમણ કરે છે." આ તરેહનું દાસીના મુખનું વચન શ્રવણ કરી દાસીને સાદ કરચો, પરંતુ તેણે કંઈ જવાબ દીધો નહીં. પછી ભોજે પોતાના મનમાં વિચાર કરચો કે, આ દાસીને ઊંઘમા સ્વપનું આવ્યું છે, એની વાસનાને લીધે રાણીના કુકર્મની વાત કરયા કરે છે. કાળિદાસ જરૂર મારા અંતઃપુરમાં આવતો હશે એમાં સંદેહ નહીં. સ્ત્રીઓના ચરિત્રોની કોને ખબર પડે ? એ પ્રમાણે વિચાર કરી બીજે દહાડે સવારે તે આજારી થઈ ગયો છે એવું ડોળ ઘાલી સુતો; અને તેજ દાસીને મોકલી કાળિદાસને મહેલમાં બોલાવ્યો. તેના આવ્યા પછી પાછી તેજ દાસીને મોકલી લીલાવતીને બોલાવી અને કહ્યું કે, હે પ્રાણવલ્લભે ! હમણાંજ મારે પથ્ય જમવું છે; રાણીએ સ્વામીની આજ્ઞાને માથે ચ-

ઢાવી પથ્ય લઈ ચાંદીના થાળમા આપીને તેમાં રાજાને મગની દાળ પીરશી. તે સમયે રાણીનો અને કાલિદાસનો અભિપ્રાય જાણવાની ઈચ્છાથી રાજાએ તેને પુછ્યું કે,

ભોજરાજા પુછે છે—**मुग्ददालीगदघ्याली, कवींद्रवितुषाकथम् ॥**

ભાવાર્થ—મહાકવિ ! રોગને મટાડનારી આ મગની દાળ ફોતરાં વગરની કેમ છે ?

કાલિદાસ કહેછે—**अन्योवल्लभसंयोगे, जाताविगतकंचुकी॥ १९१॥**

ભાવાર્થ—મગની દાળે ભાતરૂપિ પતિનો સંયોગ થવાથી (ફોતરા-રૂપિ) કંચુકી ઉતારી મૂકી છે.

કાલિદાસ પંડિતનું આ વચન સાંભળી તે વિષયનું સ્વરૂપ જેના જાણવામાં આવ્યું એવી રાણી, સરસ્વતીની પેઠે તેનો અર્થ સમજી ગઈ તેથી જરા હસવું આવ્યું. એ જોઈને રાજાને વિચાર આવ્યો કે, આ રાણીને કાલિદાસની સાથે લાગટું છે ખરૂં, કેમકે આ પાસે ઉભી છે છતાં પણ કાલિદાસ આ પ્રમાણે બોલ્યો અને તે સાંભળીને સ્ત્રીનું મોઢું પણ હાસ્યયુક્ત થયું. સ્ત્રીઓના ચરિત્રની કોને ખબર પડે છે.

**अश्वाप्लुतंवासवगर्जितंच, स्त्रीणांचरित्रंपुरुषस्यभाग्यम् ।**
**अवर्षणंचाप्यतिवर्षणंच, देवोनजानातिकुतोमनुष्यः ॥ १९२ ॥**

ભાવાર્થ—ઘોડાની ઠેકને, મેઘની ગર્જનાને, સ્ત્રીઓના ચરિત્રને, પુરૂષના ભાગ્યને, અવૃષ્ટિના ભવિષ્યને અને અતિવૃષ્ટિના ભવિષ્યને દેવસરખા પણ જાણતા નથી તો મનુષ્ય કેવે પ્રકારે જાણી શકે !

પછી ભોજરાજા મનસાથે વિચાર કરે છે કે, કાલિદાસ જાતે બ્રાહ્મણ છે અને સરસ્વતીનો પુરૂષરૂપે અવતાર હોય તેમ છે, માટે ભારે અપરાધી છે છતાં તેનો વધ તો નહીં કરવો પણ દેશવટો દેવો એ લાયક છે. એવો નિશ્ચય કરી કાલિદાસને બોલાવ્યો અને કહ્યું. કવિ ! તમારે હવે ક્ષણવાર અમારા દેશમાં રહેવું નહીં, અને આ વિ-

ષેનો કંઈ પણ મને સામો સવાલ પણ પુછવો નહીં. આ વચન સાંભળી કાલિદાસ તુરત પોતાની અંગનાને ઘેર જઈ ગુણકાને કહ્યું કે, મને તમારી પાસેથી હવે જવાની રજા આપો કેમકે રાજાની મારાપર સંપૂર્ણ ઈતરાજી થઈ છે.

**अघटितघटितंघटयति, सुघटितघटितंस्वजर्जरीकुरुते ।**
**विधिरेवतानिघटयति, यानिपुमान्नैवचिंतयति ॥ १९३ ॥**

ભાવાર્થ–ઈશ્વર અઘટિત વસ્તુ છે તેનો સંયોગ કરાવે છે અને ઘટિતના સંયોગને વિખેરી નાખે છે; જે વિષયો પુરૂષના વિચારમાં પણ ન આવ્યા હોય તે વિષયોને દૈવ ગોઠવી કાહાડે છે.

માટે આ સઘળું વિદ્વાનોના પ્રપંચથી બનેલુ છે. કેમ કે:—

**बहूनामल्पसाराणां, समवायोदुरत्ययः ॥**
**तृणैर्विधीयतेरज्जु, र्बध्यन्तेतेनदंतिनः ॥ १९४ ॥**

ભાવાર્થ–ઘણાં નબળાંઓનો એક સંપ થાય તો તે પણ ભારે વિષમ થઈ પડે છે; જેમ કે દોરડું ઘાસનું બને છે તો પણ તેનાથી હાથીઓ પણ બંધાય છે.

પછી વેશ્યાએ દિલાસો દીધો અને કહ્યું કે:—

**तदेवास्यपरंमित्रं, यत्रसंक्रामतिद्वयम् ॥**
**दृष्टेसुखंचदुःखंच, प्रतिच्छायेवदर्पणे ॥ १९५ ॥**

ભાવાર્થ–દર્પણમાં પ્રતિબિંબની પેઠે દેખતાં વાંતજ જેમાં સુખ અને દુઃખનો પ્રતિભાસ પડે તેજ, માણસનો પરમ મિત્ર કહેવાયછે માટે:—

હે મારા પ્રાણ! હું છતાં તમારે એ રાજાનું કે, એના આપેલા ધનનું શું પ્રયોજન છે.—સુખરૂપે મારા ઘરની અંદર ભોંયરૂં છે તેમાં નિર્ભયપણે રહો.

એ પ્રમાણે વેશ્યાનાં વચનો સાંભળીને કાળિદાસ તેના ઘરમાં દિવસ કાહાડવા લાગ્યો. કાલિદાસના ગયા પછી એક દિવસ લીલાવતીએ રાજાને પુછ્યું કે, કાલિદાસની સાથે પરમ મિત્રતા હતી તે

છતાં એને દેશવટો આપ્યો એ ઘણું અઘટિત કામ શા માટે કર્યું ? જુઓ કેઃ—

**इक्षोरग्रात्क्रमशः पर्वणिपर्वणियथारसविशेषः ॥**
**तद्वत्सज्जनमैत्री, विपरीतानांचविपरीता ॥ १९६ ॥**

ભાવાર્થ—જેમ સેરડીના અગ્રભાગથી અનુક્રમે દરેક કાતળીમાં વધારે વધારે રસ હોય છે, તેમ સજ્જન પુરૂષની મૈત્રીમાં અનુક્રમે વધારે વધારે પ્રીતિ હોય; અને જેમ જેમ શેલડીના થડથી અનુક્રમે દરેક કાતળીમાં ઓછો ઓછો રસ હોય છે તેમ તેમ દુર્જનોની મૈત્રીમાં પણ ઓછો ઓછો રસ હોય છે.

**शोकारातिभयत्राणां, प्रीतिविश्रंभभाजनम् ॥**
**केनरत्नमिदंसृष्टं, मित्रमित्यक्षरद्वयम् ॥ १९७ ॥**

ભાવાર્થ—શોક તથા શત્રુ ભયથી રક્ષણ કરનાર, અને પ્રીતિ તથા વિશ્વાસના પાત્રરૂપ મિત્ર, એ બે અક્ષરનું આ રત્ન કોણે ઉત્પન્ન કર્યું છે? (જેણે ઉત્પન્ન કર્યું છે તે વિધાતાને ધન્ય છે).

આ પ્રમાણે લીલાવતીનું વચન શ્રવણ કરી રાજાએ કહ્યું કે, "રાણીજી ! કોઈએ મારી પાસે કહ્યું હતું કે, 'કાલિદાસ' દાસીના વેષે નિત્યપ્રત્યે અંતઃપુરમાં આવી રાણી સાથે રમણ કરે છે." તે વિષેની ખાતરી કરવા તથા એની ચેષ્ટા તપાસવા સારૂ મેં ખોટા તાવનું નિમિત્ત કહાડી તમને તથા કાલિદાસને જોયાં; તમે પાસે ઉભેલાં છતાં તેણે, (**अन्धोवल्लभसंयोगे, जाताविगतकंचुकी**) 'મગની દાળે ભાતરૂપિ પતિનો સંયોગ થવાથી ફોતરાંરૂપિ કંચુકી ઉતારી મૂકી છે.' આ પ્રમાણે ઉત્તરાર્દ્ધ કહી સંભળાવ્યું, જેથી તમને પણ મંદહાસ્ય આવ્યું. આ સઘળી વાત નજરોનજર જોઈ, તો પણ એ જાતે બ્રાહ્મણ તેથી બ્રહ્મહત્યાના ડરથી નહીં મારતાં એને દેશવટો આપ્યો, અને તમને પણ સ્ત્રીહત્યાના ભયથી મારતો નથી." રાજા ભોજનું આ વચન સાંભળી રાણીને હસવું આવ્યું અને નિઃશંક રીતે બોલી કે, હે સ્વામીન્ ! હુંજ ભાગ્યશાળી કે, જેને આવા પતિ મળ્યા છે. મારા

સ્વભાવનો તમને સંપૂર્ણ અનુભવ છતાં મારૂં ચિત્ત બીજા ઉપર કેમ આસક્ત થાય? કારણ કે પતિનો ઉપભોગ કરવાના સમયમાં અન્ય સ્ત્રીઓ આપસરખા તેજસ્વિ અને પ્રતાપિ મહાન્ પુરૂષની ભાવના રાખે છે, તો હું શું એવી હતભાગ્યની હોઇશ કે સુવર્ણને મૂકી કથીરની આશા કરીશ? નહીં, નહીં, એવું કદિ થનારજ નથી. તો પણ હે મહારાજ! હું સતી છું કે અસતી, તેની પરિક્ષા લીધા શિવાય એકદમ તમે દૂર જશો તો મારા પ્રાણ તત્કાલ ત્યાગ કરીશ. રાજાએ કહ્યું કે પ્યારી! તમે સત્ય કહો છો, એમ કહી રાજાએ પોતાના માણસોની પાસે એક સર્પ મંગાવ્યો. અને એક લોખંડનો ગોળો અગ્નિમા તપાવી લાલચોળ કરાવ્યો. અને પોતે ધનુષ ઉપર બાણ ચઢાવી સામો ઉભો રહી બોલ્યો કે, આ તપાવેલા અગ્નિરૂપ ગોળાને હાથમાં લ્યો અને આ સર્પને પણ હાથમાં પકડો. એ બન્નો વસ્તુઓ તમારા સાહામે મૂકી છે તે કરી બતાવો; એ ઉપરથી તમારૂં સતીપણું તુરત જણાઈ આવશે. નહીં તો આ જુઓ! ફક્ત ધનુષ ખેચતાંજ વાર છે." આ તરેહનાં રાજાનાં હૃદયભેદક વાક્યો સાંભળી પતિવ્રતરૂપ અગ્નિ કરતાં વધારે તેજસ્વિ અને સુકોમલ શરીરવાળી લીલાવતીએ શીતળપાણીથી સ્નાન કરી પવિત્ર થઈ સૂર્યનારાયણના સાહામી બેઉ હાથ જોડી ઉભી રહી, અને નમસ્કાર કરી બોલી કે, તમો આ વિશ્વના ચક્ષુ (નેત્ર) રૂપ છો માટેઃ—

> जागृतिस्वप्नकालेंच, सुषुप्तौयदिमेपतिः ।
> भोजएवपरन्नान्य, स्तदाऽऽधेहद्वराशुमां ॥ १९८ ॥

ભાવાર્થ—જો જાગૃતમાં, સ્વપ્નમાં અને સુષુપ્તિમાં પણ મારો પતિ ભોજ હોય, અને બીજો કોઈના હોય તો તુરત આ ત્રણ શપથોમાં મને સાચી ઠરાવીને આ દુઃખમાંથી તારજો.

એ પ્રકારની સ્તુતિ કરી તુરત ધગધગતો અગ્નિનો ગોળો હાથમાં લેઇ જે રીતે ફૂલનો દડો ફેરવે તે રીતે ફેરવવા લાગી, અને સર્પને પણ મુઠીમાં પકડી રહી. પરંતુ તેનિર્દોષ સતીને કંઈ પણ આંચ

આવી નહીં. રાણી શુદ્ધ મનવાળી અને પવિત્ર છે એવી તેને ખાત્રી થયાથી પોતે શરમીંદો પડી નિચું મસ્તક કરી રહ્યો; અને બોલ્યો કે હે પ્રિયે ! હું કે જે પાપી છું તેનાપર કોપ ના કરતાં ક્ષમા કરજો. હવે હું તમોને વધારે કંઇ પણ કહેતો નથી. પછી તે સમયથી રાજાએં સૂવું, ખાવું, પીવું તથા કોઇ સાથે ભાષણ કરવું છોડી દેતાં ઘણાજ ઉદ્વેગ દીલથી વિલાપ કરવા લાગ્યો કે, અરે ! મારી શી લાજ? શી ચતુરાઈ ? શું ગંભીરપણું ? હાય હાય ! કરોડો કવિઓના શિરોમણિ કાલિદાસ કવિ ! હાય હાય ! મારા પ્રાણ સમાન ! મેં વળી મૂર્ખતા કરીને તમને જે નહીં સંભળાવવાનું તે સંભળાવ્યું ? અને નહીં કહેવાનું તે કહ્યું એમ વિલાપ કરતો જાણે નિદ્રાવશ થઈ ના ગયો હોય, અથવા ભૂત પ્રેતના પંજામાં તો ના સપડાયો હોય તેમ દિગમૂઢ થઈ ધરતી ઉપર ઢળી પડ્યો, તે સમયે લીલાવતીએ તેને ગુલાબ જળ છાંટી જાગૃત કર્યો; તો પણ તે રાણીને જોઇ પોતાને ધિક્કારવા લાગ્યો.

રાજાની આ પ્રમાણે સ્થિતિ થતાં અને કાલિદાસ વેશ્યાના ઘરમાં ગુપ્ત રહેતાં ભોજરાજાની સભા ચંદ્રવગરની શર્વરી (રાત્રિ) ની પેઠે શોભા રહિત થઈ ગઈ. જ્યારથી કાલિદાસ ગયો, ત્યારથી કવિતા સ્વપ્નેપિ દુર્લભ જેવી થઇ ગઈ. દરરોજ હાસ્ય વિનોદ અને શાસ્ત્રાર્થની જે ચર્ચા ચાલતીહતી તેનો પણ અસ્ત થઈ ગયો. આ પ્રમાણે કેટલાક દિવસ વિત્યા પછી રાત્રે શર્દઋતુના પૂર્ણ ચંદ્રમાનું મંડળ જોઇ અને સાહામે પોતાની પ્રાણવલ્લભા લીલાવતીના મુખરૂપિં ચંદ્રને જોઈ બોલ્યો કે:—

"तुलणांअणुअणुसरइग्लौसोमुहचंदस्सखुएदाए" ॥

"ભાવાર્થ—આ ચંદ્રમા લીલાવતીના મુખરૂપ ચંદ્રની તુલનાની પાછળ પાછળ અનુસરતો આવે છે".

પછી ભોજરાજાએ સવારમા ઉઠી ન્હાઈ ધોઈ પોતાનું નિત્યકર્મ કરી સભામાં આવી મોટા મોટા વિદ્વાન પંડિતોને કહ્યું કે, અહો કવિરાજ ! આ સમસ્યાનો અર્થ પૂર્ણ કરો. ને જો એ પૂર્ણ નહીં કરી

શકો તો, તમોએ મારા દેશમાં નહીં રહેતાં પર મુલખમાં જતા રહેવું. રાજાનાં આવાં ભયંકર વચનો શ્રવણ કરી સર્વ પંડિતો પોતાને ઘેર ગયા, અને લાંબા વખત સુધી વિચાર કરવા લાગ્યા પણ કોઈને એ સમસ્યાનો ખુલાસો મેળવી દેવાની યુક્તિ સુજી નહીં. પછી બીજે દિવસે સર્વે પંડિતોએ દરબારમાં જઈ રાજાને આશીર્વાદ દીધો. પછી બાણ પંડિતે કહ્યું કે, હે મહારાજ ! એ સમસ્યાનો ખુલાસો શોધી કહાડવાને અમોને આઠ દિવસ લાગશે. જો આઠ દિવસમા ખુલાસો નહીં કરીએ તો નવમે દિવસે અમો સર્વે કવિઓ તમારો મુલખ ત્યાગ કરી પરમુલખમાં નિકળી જઈ શું. આ વાત રાજાએ કબુલ રાખી. પછી સઘળા કવિઓએ ભેળામળી ઘણો ઘણો વિચાર પોંહોંચાડ્યો, પરંતુ ઉપરની સમસ્યાનો ખુલાસો મળ્યો નહીં. પછી બાણ કવિએ બીજા પંડિતો પ્રત્યે કહ્યું કે, અહો ! આપણે કેવી મૂર્ખાઈ કરી ? કે જે પોતાના પરાક્રમે રાજાની સાથે વાદ વિવાદ કરી આપણ સર્વેનું માન અને મર્તબો રખાવી સર્વેનું આજીવિકા ન ભાવતો હતો એવા એક રાજ્ય રત્ન કાલિદાસને દ્વેષભાવથી એક ખોટો આરોપ મૂકાવી આપણે દૂર કરાવ્યો તેનું ફળ ભોગવવાનો દિવસ આજ આપણે દેખ્યો. કહ્યું છે કેઃ—

**सामान्यविप्रद्वेषेच, कुलनाशोभवेत्किल ॥**
**उमारूपस्यविद्वेषो, नाशःकविकुलस्यहि ॥ ९९ ॥**

ભાવાર્થ—સામાન્ય માણસનો દ્વેષ કરવામાં કુળનો નાશ થાય છે ત્યારે કાલિદાસ કવિ કે જે, પાર્વતીરૂપ ગણાય છે, તેનો દ્વેષ કરવાથી કવિયોના કુલનો નાશ થાય તેમાં આશ્ચર્ય શું ?

આ પ્રકારનું વચન બાણકવિના મુખમાંથી નિકળતાજ માંહો માંહે ક્લેશ ઉત્પન્ન થયો. અને બોલ્યા કે, એ સમસ્યા પુરવાની આપણામાં સત્તા નથી. તેથી અર્દ્ધ રાત્રીના સમયમા સર્વે પોતપોતાનો સર સામાન સમેટીને માર્ગે ગુરૂ થયા. તે દિવસે કાલિદાસપંડિત પોતાની માશુકના બગીચામાં રહ્યો હતો, તેણે કેટલાક માર્ગે જતા કવિઓની વાતચીત સાંભળી. તથા ગાડીઘોડાના અવાજ પણ સાંભળ્યા. તે ઉપરથી તેણે અનુમાન કર્યું કે, સર્વે કવિઓ રાજા

તરફથી કંઈ અપમાન થયાના સબબથી પોતપોતાને દેશ જવાને નિસરચા છે માટે એમનું રક્ષણ કરવું. એવો નિશ્ચય કરી એક દાસીને તેમના તરફ જોવાને મોકલી, કે એ કોણ જાય છે. પછી દાસીએ દોડી જઈ પાછળથી તે વટે માર્ગુઓનું સંભાષણ સાંભળ્યું કે,

एकेनराजहंसेन, याशोभासरसोभवेत् ॥
नसाबकसहस्रेण, परितस्तीरवासिना ॥ २०० ॥

ભાવાર્થ—એક રાજહંસથી સરોવરને જેટલી શોભા મળે છે તે શોભા ચારે કાંઠે રહેનારા હજારો બગલાઓથી પણ મળતી નથી.

આ હકિકત કાળિદાસને કહી સંભળાવતાંજ દાસીને કહ્યું કે, મા'રાં પેહેરવાનાં વસ્ત્રો લાવી ઘોડીપર સાજ માંડી જલદીથી તૈયાર કરો.

પછી કાળિદાસે ચારણનો વેષ લઈ એક હાથમાં ઢાલ, તરવાર અને બીજા હાથમાં હુકો ધારણ કરી ઘોડી ઉપર સ્વાર થઈ, એ બ્રાહ્મણો-નાથી અર્ધો કોસ દૂર જઈ પોંહોંચી બ્રાહ્મણોના આવવાના માર્ગ આગળ ઉભો રહ્યો; તે વખતે બ્રાહ્મણોને આવતા જોઈ, પગે લાગુ એમ કહી તેમની ખબર પુછવા લાગ્યો.. બ્રાહ્મણોએ આશીર્વાદ દઈ તેનું શ્રેય ઇચ્છ્યું. પછી કાળિદાસે (ચારણે) ચારણી ભાષામાં બ્રાહ્મણોને પુછ્યું કે, હે વિદ્વદ્વર્ય! હે ભોજરાજાની સભાને દીપાવનાર તેમના ભૂષણરૂપ મહાન્ પંડિતો! આટલી રાત્રે તમો ક્યાંહાં જાઓ છો? અને શી આફત આવી પડી છે કે સર્વેનાં ચિત્ત ઉદ્વેગમાં છે? તમારા રાજાને કુશલતો છે! અમો કાશીથી ધનની લાલચે ભોજની પાસે જવાને આવ્યા છૈએ. પછી પંડિતોએ ચારણના બોલવાનો ઉત્તર નહીં આપવાથી ફરીને પુછ્યું ત્યારે તેમાંના એકે કહ્યું કે, હે ચારણ!

"तुलणांअणुअणुसरइग्लौसोमुहचंदस्सखुएदाए" ॥

અમો સર્વ પંડિતોને આનો ખુલાસો કરવાનું કહ્યું, પરંતુ તેની આઠ દિવસની અમારી માગેલી મુદત થઈ ગઈ પણ એનો પ્રત્યુતર અમોને નહીં જડવાથી સવારમાં અપમાનને પાત્ર થઈશું એ ભયથી અમો અમારી મિલ્કત સમેટી લઈ અન્ય દેશાંતર જઈએ છીએ.

પછી ચારણે તેઓને ધીરજ આપીને એ સમસ્યાવિષે ખુલાસો કર્યો કે, રાજાએ આ ગૂઢ અર્થવાળી સમસ્યા આ પૂર્વાર્દ્ધ પૂર્ણ ચંદ્રમંડળને જોઈને રાજાએ રચેલી છે તો એનું ઉત્તરાર્દ્ધ આ પ્રમાણે હોવું જોઈએ.

"अणुइदिवंणयदिकहंअणुक्किदितस्सपडिपदिचंदस्स" ॥

ભાવાર્થ—"પાછળ પાછળ અનુસરતો આવે છે એમ કેમ કહી શકાય ? કારણ કે, પુનેમ પછી કૃષ્ણપક્ષના પડવાથી ચંદ્રની કલા ક્ષીણતાને પામે છે, માટે લીલાવતીના મુખરૂપ ચંદ્રની તુલનાને તે ચંદ્ર અનુસરી શકનારજ નથી.

એ સાંભળી સર્વે કવિઓના મનમાં ચમત્કાર આવ્યો અને એ ચારણ સઘળાઓને પ્રણામ કરી ચાલતો થયો. પછી સર્વે કવિઓ વિચાર કરવા લાગ્યા કે, અહો ! આ કવિ મનુષ્ય નહીં હોવો જોઈએ, પરંતુ સરસ્વતીના અવતારરૂપ કોઈ આપણું રક્ષણ કરવાનેજ આવી મળેલો, માટે હે ભાઈઓ ! આપણને જતા રહેવા વિષેની કોઈને ખબર પડી નથી માટે પાછા સર્વે નગરમાં ચાલો; અને સવારે એ શ્લોકનો ખુલાસો રાજા આગળ કરી દેઈએ. જો કદાપિ આપણા જતા પહેલાં પેલો ચારણ જઈ ચઢશે અને એ શ્લોકનો ઉત્તર એ ચારણ આપશે તો આપણી પ્રતિષ્ઠાને હાની પોહોંચશે.

પછી સર્વે કવિઓ પાછા ફરી પ્રાતઃકાળે પોતાનું નિત્ય કર્મ કરી સભા કચેરીમાં દાખલ થયા ત્યાં ભોજરાજા આગળ આશીર્વાદ દઈ બાણ કવિ બોલ્યો કે, મહારાજ! હે સર્વજ્ઞ! આપે જે સમસ્યા કહી છે તેના અભિપ્રાયને ઈશ્વર જાણે અમો બિચારા બ્રાહ્મણ કોણ માત્ર છૈયે તો પણ અલ્પ મતિથી ખુલાસો કરીએ છીએ.

तुलणांअणुअणुसरइम्लौसो मुहचंदस्सखुएदाए ॥
अणुइदिवंणयदिकहंअणुकिदितस्सपडिपदिचंदस्स॥१०१॥

ભાવાર્થ—આ ચંદ્રમા લીલાવતીના મુખરૂપિ ચંદ્રની તુલનાને અનુસરતો પાછળ પાછળ આવે છે;—અનુસરતો પાછળ પાછળ આવે છે

એમ કેમ કહિ શકાય ? કારણ કે, પૂનેમ પછી કૃષ્ણપક્ષના પડવાથી ચંદ્રની કલા ક્ષીણતાને પામે છે, માટે લીલાવતીના મુખરૂપ ચંદ્રની તુલનાને તે ચંદ્ર અનુસરી શકનારજ નથી.

રાજાએ પોતાના ધારયા પ્રમાણે સમસ્યાનો અભિપ્રાય મળતો આવ્યો જોઈ મનમાં વિચાર કરયો કે, કલિદાસ સર્વથા એક દિવસે પોહોંચી શકાય એટલે દૂર પ્રદેશમાં હોવો જોઈએ અને ઉપાયો કરયાથી જરૂર મળી આવશે. પછી એકલા બાણ પંડિતને ઘણું એક ધન આપ્યું અને બીજા બ્રાહ્મણોને ખાલી માન આપી વિદાય કરયા.

પછી મહુલમાં જતી વખતે દ્વારપાળને રાજા કહેતો ગયો કે, આમાંનો કોઈ બ્રાહ્મણ દરબારમાં કંઈ બોલતો આવે તો તેને મારી પાસે લઈ આવજો. પછી બ્રાહ્મણો માંહોમાંહે બડબડતા કહેવા લાગ્યા કે, આપણ સર્વે સાથે જવાને નિકળેલા અને સર્વની સમક્ષ પેલા ચારણે સમસ્યાનો ખુલાસો કરી આપેલો, તે સમસ્યાનું રાજા તરફથી મળેલું ધન સર્વને વહેંચી ન આપતાં એકલો બાણજ ખાઈ જાય એ શું ? માટે આપણે જઈ ચાડી કરીયે. પછી રાજાપાસે જઇ ચારણ મળ્યાની સર્વે હકિકત તે બ્રાહ્મણોએ કહી સંભળાવી. તે ઉપરથી રાજાને નિશ્ચય થયો કે, નિશ્ચે કાલિદાસે ચારણના વેષે મારી સમસ્યાને પુરી કરી છે. માટે જરૂર કાલિદાસ મારા ગામમાંજ છે. પછી હજુરિયાને હુકમ કરયો કે, સહુ સહુના ઘોડા તૈયાર કરો. રાજાની આજ્ઞાથી બગીચામા જવાનો ડંકો થતાં રાજા હમણાં દેવાર્ચનના કામમાં લાગ્યા છે તે કામમાથી મુક્ત થઈ બગીચામાં જવા તૈયાર થશે તો આપણે કેવી રીતે તેમને પોહોંચી શકીશું; એમ વ્યાકુલ થતા ઘાબરા વહેલા મોડી ચાલતા થયા. રાજા તો પેલા વિદ્વાનોને સાથે લેઈ ઘોડા ઉપર ચઢી રાત્રે જે સ્થળ ઉપર ચારણનો સમાગમ થયો હતો તે સ્થળ પ્રત્યે ગયા પછી રાજાએ ચોર લોકોનાં પગલાં ઓળખવામાં નિપુણતાવાળા એવા પગી લોકોને બોલાવી આજ્ઞા કરી કે, આ રસ્તે થઈને જે કોઈ ગયો છે તેનાં પગલાં હજુ સુધી દેખાય છે માટે તે ઉપરથી તે ધણીને શોધી લાવો. પછી પ્રત્યેક કવિને હજારો

રૂપૈયાનો સરપાવ કરી રાજા મહેલમાં ગયો. પગી લોકોએ ઘણા પ્રકારે શોધ કરી પણ પત્તો નહીં લાગવાથી શોકાતૂર થયા. તેટલામાં સંધ્યાકાળના સમયે એક દાસી ફાટેલું પગરખું લઈ મોચીને ઘેર જતી હતી તેને જોઈ તે પગી લોકો રાજી થયા. દાસીએ તે પગરખું મોચીને આપતાં મોચીના હાથમાંથી કાંઈ બહાનું કહાડી તે લઈ લીધું અને રજ (ધૂળ અથવા રેતી) વાળા માર્ગમાં તે પગરખું મૂકી જોયું. તો, એ ધણીનુંજ એ પગરખું છે એમ નિશ્ચય કરી તે (પગી) લોકો દાસીની પુઠે પુઠે ગયા. પછી પેલી દાસી વેસ્યાના ઘરમાં દાખલ થઈ એટલે પેલા પગી લોકોએ તેનું ઘર ઘેરી લીધું, અને રાજાને ખબર કરી; એટલે તુરત રાજા ભોજ છડી સવારીએ શેહેરના લોકોને તથા કારભારીઓને સાથે લેઈ વિલાસવતી વેશ્યાને ઘેર પગપાળો આવ્યો. તે જોઈને કાલિદાસે કહ્યું કે, હે પ્યારી ! જો આ દાવાગ્નિનું દાવડું મારે લીધે તારા ઉપર આવી પડ્યું. તે વખતે વિલાસવતી કહે છે. હે મારા પ્રાણ !

**मित्रस्वजनबन्धूनां, बुद्धेर्धैर्यस्यचात्मनः ।**
**आपन्निकषपाषाणे, नरोजानातिसारताम् ॥ २०२ ॥**

ભાવાર્થ—વિપત્તિની કસોટીના પથરારૂપ થએલો માણસજ મિત્રોની, સ્વજનોની, બંધૂઓની, બુદ્ધિની, ધૈર્યની અને પોતાની મજબુતીની પરીક્ષા કરી શકે છે.

રાજા તરફથી તમોને કંઈ પણ વચનથી અપમાન થાય તો મારે આ દાસીયો સહિત કાષ્ટ ભક્ષણ કરી અગ્નિમાં બળી મરવું, એ મારા બાપ દાદાનું વચન છે.

ત્યારે કાલિદાસ બોલ્યો. ધન્ય છે તારી પ્રીતિને કે, તું વેશ્યાની જાત છતાં અને હું વળી એક રાજાનો ગુન્હેગાર, તેનું રક્ષણ કરવાને તારી મારાવિષે આટલી દૃઢ ભક્તિ છે. પછી વિલાસવતીને કાલિદાસ દિલાસો આપે છે કે, હે પ્યારી ! રાજા ભોજ મને દેખીને કોપ કરશે એવું તારે કદી ધારવું નહી. એ મને દેખીને ઉલટો પગે પડશે; એમ

કહે છે એટલામાં ભોજરાજા તેના ઘરમાં પેસી કાલિદાસને દેખતાંજ આલીંગન કરી તેના પગમાં પડ્યો અને બોલ્યો; હે મહાકવિ !

**गच्छतस्तिष्ठतोवापि, जागृतःस्वपतोऽपिवा ।**
**माभून्मनःकदाचिन्मे, त्वयाविरहितंकवे ॥ २०३ ॥**

ભાવાર્થ—હે મહાકવિ ! જતાં, ઉભાં રહેતાં, જાગતાં કે સૂતાં પણ મારૂં મન કદાપિ તમારાથી જૂદૂં ના પડશો.

એ વચન શ્રવણ કરી કાલિદાસ શરમીંદો નિચું મસ્તક કરી ઉભો રહેલો જોઈ પોતાના હાથથી તેનું મુખ ઊંચુ કરીને બોલ્યો કે,

**कालिदास ! कलावास ! दासवच्चालितोयदि ।**
**मयामार्गेव्रजन्नत्र, भवतस्तत्रकात्रपा ॥ २०४ ॥**

ભાવાર્થ—હે કાલિદાસ ! હે કલાઓના નિવાસરૂપ ! તમે તમારા માર્ગમાં ચાલતા છતાં પણ મેં તમોને દાસની પેઠે કહાડી મૂક્યા છે, તો તેમાં તમને શીલાજ છે ?

**धन्योविलासिनींमन्ये, कालिदासोयदेतया ।**
**निबद्धःस्वगुणैरेषः, शकुन्तइवपंजरे ॥ २०५ ॥**

ભાવાર્થ હું તો વિલાસવતીને ધન્ય માનું છઊં કે, જેણે તમોને પાંજરામાં પક્ષીની પેઠે પોતાના ગુણોથી અહીં બાંધી રાખ્યા છે.

પછી રાજાએ પોતાના હાથથી કાલિદાસની આંખોમાંથી હર્ષનાં આંસુ લુછી નાખી તેમના મેળાપથી પ્રસન્ન થઈ લાખો રૂપૈયા બ્રાહ્મણોને દાન આપ્યું. અને પોતે પોતાના ઘોડાઉપર કાલિદાસને બેસારી પરિવાર સહિત પોતાને ઘેર ગયો.

---

## ભોજ અને કાલિદાસની પ્રીતિનો છેલ્લો દાખલો.

કોઈ એક દિવસે ભોજરાજાએ કાળિદાસ પંડિતને કહ્યું કે, હે મહા કવિ ! તમે અમારા મરણની છેલ્લી કવિતા બોલો. એ સાંભળી કાલિદાસને અતિશય ક્રોધ ઉત્પન્ન થયો, તેથી તુરત તે દેશ (ધારા નગરી) ને છોડીને પોતાની રાખેલી વિલાસવતી નામની વેશ્યા હતી તેની

સાથે એકશીલા નામની નગરીમાં જઈ રહ્યો. એ પ્રમાણે કાલિદાસનો વિયોગ થતાં શોકથી વ્યાકુળ થએલો રાજા પોતાનું રાજ્યપાટ પ્રધાનને સોંપી યોગેંદ્રનો વેષ લઇ એકશીલા નગરીમાં ગયો. ત્યાં કાલિદાસે એ યોગીને જોઇ નમ્રતાથી પૂછ્યું કે, હે યોગિરાજ! તમે ક્યાં રહો છો? યોગી બોલ્યો, મહાકવિ! અમો ધારાનગરીના રહેવાશી છીએ; કાલિદાસે પુંછ્યું કે, ભોજરાજા કુશળ છે? યોગી બોલ્યો કે, હું શું કહું! કાલિદાસે કહ્યું કે, ત્યાંહાં કઈ ભારે વાત બની હોય તો સાચે સાચી કહેજો. યોગી બોલ્યો કે, "ભોજરાજા સ્વર્ગવાશી થયા." એ સાંભળી કાળિદાસ ધરતી ઉપર પડી જઈ વિલાપ કરવા લાગ્યો કે, હે રાજા! તમારા વિના અમો ક્ષણ માત્ર પણ પૃથ્વીમાં રહી શકીએ નહીં, માટે હું પણ તમારી પાસે આવું છું. એવી રીતે કાલિદાસે ઘણા વિલાપ કરી આ પ્રમાણે છેલ્લો શ્લોક રચ્યો કે,—

**अद्यधारानिराधारा, निरालम्बासरस्वती ॥**
**पंडिताःखंडिताःसर्वे, भोजराजेदिवंगते ॥ २०६ ॥**

ભાવાર્થ—ભોજરાજા સ્વર્ગવાસી થતાં હવે ધારાનગરી નિરાધાર થઈ ગઈ, સરસ્વતી આશ્રય વગરની થઈ ગઈ, અને સઘળા પંડિતો ખંડિત થઇ ગયા.

તે પ્રમાણે કાલિદાસે જયારે છેલ્લો શ્લોક કહ્યો, તે સમયેજ તે યોગી મૂર્છિત થઈને પૃથ્વી ઉપર પડ્યો. પછી કાલિદાસે તે યોગીની તેવી સ્થિતિ જોઈ આ ભોજરાજાજ છે (યોગી નથી) એમ નિશ્ચય કરી અરેરે! મહારાજ! આપે મને છેતરચો છે, એમ કહીને તેજ શ્લોક બીજા પ્રકારથી તેનું રૂપ ફેરવી બોલી દેખાડ્યો.

**अद्यधारासदाधारा, सदालंबासरस्वती ॥**
**पंडितामंडिताःसर्वे, भोजराजेभुवंगते ॥ २०७ ॥**

ભાવાર્થ—ભોજરાજા પૃથ્વીમાં હોવાથી હવે ધારાનગરી ઉત્તમ આધારવાળી થઈ, સરસ્વતી શ્રેષ્ઠ આશ્રયવાળી થઈ અને સઘળા પંડિતો શોભા પામ્યા.

---

## બીજી એક પતિવ્રતા સ્ત્રીની વાત.

એક વખતે રાજા ભોજ કચેરી ભરીને બેઠો છે ત્યાં કાલિદાસ પંડિતને પુછ્યું કે, પંડિતજી ! આપણા નગ્રમાં કોઈ સતી સ્ત્રી હશે ? કેમકે મને તેની પરીક્ષા કરી દર્શન કરવાની અભિલાષા છે. ત્યારે કાલિદાસ પંડિતે કહ્યું કે, હે રાજન્ ! આપણા ગામમાં પોતાના કર્મ કાંડથી કુશલ અને અગ્નિહોત્રિ દેવશર્મા નામે પવિત્ર, ગરીબ અને અજાચક બ્રાહ્મણ છે તેની સ્ત્રી પાર્વતી નામે છે તે પૂર્ણ સતી છે. એ સ્ત્રીને પરણી આવ્યાને પંદર વર્ષ થયાં પણ પોતાના પતિ શિવાય પર પુરૂષનું મુખાવલોકન એણે સ્વપ્ને પણ કર્યું નથી; તેમ સૂર્ય સરખાની પણ તેણે બહાર નીસરી ઝાંખી સરખી કરી નથી, એવી એ સાધવી અને પતિવ્રતા છે. એ સ્ત્રી પ્રાતઃકાળમાં સ્વામીના ઉઠતા પહેલાં ઉઠી ન્હાઈ ધોઈ સ્વચ્છ વસ્ત્રો ધારણ કરી પતિનીજ સેવા કરવી, અને એજ પોતાનો પરમેશ્વર છે એમ માની તેની તાબેદારી બજાવવી એ રીતનો ધર્મ પાળે છે. અને પતિ છે તે નિત્યપ્રત્યે સ્નાનસંધ્યા કરી યજ્ઞદેવની પૂજા કરી આકાશવૃત્તિથી જે કાંઈ મળે તેમાં સ્ત્રીપુરૂષ પોતાનું ઉપજીવિકા ચલાવે છે; પરંતુ કોઈને જાચવા સરખો પણ બહાર જતો નથી. તો હે રાજા ! એવા તેજસ્વિ બ્રાહ્મણની સ્ત્રીનાં દર્શન આપને તો શું, પરંતુ દેવતાઓને પણ થવાં દુર્લભ છે.

આ પ્રકારનું કાલિદાસનું ભાષણ સાંભળી ભોજરાજાએ તેને પૂછ્યું કે; કોઈ પણ પ્રકારે સતીની પાસે જવાનો ઉપાય છે ? ત્યારે તે બોલ્યો કે, એ દેવશર્માએ કોઈ દિવસ કોઈ પાસે યાચના કરી પૈસો પ્રતિગ્રહ કર્યો નથી છતાં, તેને જો પુષ્કળ દ્રવ્ય આપી એનું મન પ્રસન્ન કરી સંતુષ્ટ કરો તો તે સતીનું દર્શન કદાચિત્ થાય. પરંતુ હું નથી ધારતો કે, તે ધન દેખીને લલચાય. તથાપિ અજમાયશ કરી જુઓ.

પછી બીજે દિવસે સવારમાં દેવશર્માને ઘેર રાજાએ તેને કચેરીમાં તેડી લાવવા સારૂ હજુરમાંથી સિપાઈને મોકલ્યો. જે વખતે સિપાઈ તેડવા આવ્યો તે વખતે તે સ્ત્રીની આજ્ઞા લેવાને ગયો. ત્યારે તેણે કહ્યું કે, હે સ્વામીન્ ! રાજા દાન આપે તો પ્રતિગ્રહ કરશો નહીં. જો

તમો ધન દેખી લલચાશો તો આપણું તમામ તપ ભંગ થઇ જશે. એમ કહી રજા આપી. પછી તે કચેરીમાં આવ્યો. એ બ્રાહ્મણ નિસ્પૃહિ હતો તેથી રાજાને આશીર્વાદ પણ દીધો નહીં અને તેના સન્મુખ આવી આસનપર બેઠો. રાજાએ તેનું સારીરીતે સન્માન કર્યું. પછી ચાંદીના બે થાળ સોના મોહોરોથી ભરી દેવશર્માને આપવા માંડયા. પણ તેણે તે લીધા નહીં, ત્યારે રાજાએ વિચાર્યું કે એને ઓછા પડતા હશે, તેથી જામદારખાનાના અધિપતિને બીજા બે થાળ ભરી લાવવાને હુકમ કર્યો; એ રીતે ચાર થાળ સુવર્ણની મોહોરોના તે બ્રહ્મદેવને આપવા માંડયા, પણ તે કંચનથી નહી લલચાતાં રાજાને કહ્યું. હે રાજેન્દ્ર! આ દ્રવ્યની તમો રાજ્યવંશિયોને જરૂર છે, અમારે એ વ્યથા બીલકુલ કામની નથી. અમારૂં ખરૂં ધન અમારૂં તપ, અને યજ્ઞનારાયણનું પૂજન અર્ચનજ સાચું છે. અમને અમારા યજ્ઞનારાયણ શેર અન્ન આપે છે અને તેમાં અમો આનંદ કરીએ છીએ. માટે તમોએ મને શા કામે બોલાવ્યો હતો તે ફરમાવો. હું કરવાને તૈયાર છું કેમ કે હું પણ તમારી પ્રજા છું પછી રાજાએ કહ્યું, હે બ્રહ્મદેવ! જરૂર પડશે ત્યારે બોલાવીશ. એમ કહી બ્રાહ્મણને રજા આપી બ્રાહ્મણ ઘેર ગયો.

આ હકિકતથી પણ કાલિદાસને વાકેફ કર્યો. હવે શું કરવું? એમ ફરીથી પૂછ્યું, ત્યારે કાલિદાસે કહ્યું કે, હે રાજા! હવે એક ઉપાય રહ્યો છે તે એકે, એ સ્ત્રીની સંન્યાશી ઉપર શ્રદ્ધા સંપૂર્ણ છે અને તેમને માન ઘણું આપે છે, માટે તમો સઘળો વેષ કાહાડીનાખી સંન્યાસીનો વેષ ધારણ કરી દંડ કમંડલ સહિત એને દ્વાર ॥ **भवतिभिक्षान्नदेहि** ॥ એમ બોલી ભિક્ષાને નિમિત્તે જાઓ તો, દર્શન ખચિત થશે. પરંતુ હાલમાં એનો પતિ ઘેર છે તેથી તમને ઓળખી શકશે. માટે હરેક કામ શોધી કહાડી તેને કોઈ બીજે ગામ વિદાય કરો.

"પછી રાજાએ દેવ શર્માને પોતાની કચેરીમાં બોલાવ્યો અને કહ્યું કે, હે બ્રહ્મણ્ય દેવ! તમે મહા તપસ્વિ અને પવિત્ર છો એમ જાણી તમોને વિનંતી કરૂછઊં કે, કોઈ કાર્યની સિદ્ધિ સારૂ વિશ્વનાથને

બસો રૂદ્રાભિષેક પંચામૃતથી કરાવા ધારેલા હતા, તે મારી મન કામના પૂર્ણ થઈ; વળી મને તમારા પર શ્રદ્ધા વધારે બેઠીછે, માટે તમો વણારસી જઈ મારૂં કાર્ય સફળ કરી આવો; કે જેથી હું શંકરના રણમાંથી મુક્ત થાઊં."

ભોજરાજાનો પોતાવિષે આગ્રહ વધારે સમજી સ્ત્રીની આજ્ઞા લઈ પોતે વણારસી ક્ષેત્રમાં ગયો. અને રાજાના કહ્યા પ્રમાણે રૂદ્રાભિષેક ચાલૂ કીધા.

હવે ભોજરાજાએ કાલિદાસની બતાવેલી યોજના પ્રમાણે મસ્તક મુડાવી, ભગવાં વસ્ત્ર ધારણ કરી, હાથમાં દંડ કમંડલેયુક્ત એક મહાન્ સંન્યાસી બની દેવશર્માના ઘરપ્રત્યે જઈ '**भवतिभिक्षान्नदेहि**' એ રીતે બોલી ભિક્ષા માગી. એ વખતે દેવશર્માની સ્ત્રી પાર્વતી ઘરમાં રસોઈ કરતી હતી, તેણે રસોડામાંથી જવાબ દીધો કે, હે મહાત્મા! 'રસોઈને ત્રણ ઘટિકાની વિલંબ છે તેટલો વખત આપણા ઘરના સાહામે શિવાલય છે ત્યાં બેસો.' પરંતુ અડિયલ સંન્યાસી બોલ્યો કે, હું તો અહિંયાંજ બેસીશ. એમ કહ્યાથી તેને ઘરમાં આસન આપી બેસાર્યો. વૈશાખ જેષ્ઠ માસના દિવસ હતા તેથી કેરીનો રસ કહાડવાનો ઈરાદો રાખેલો, તેથી જ્યારે રસોઈ સંપૂર્ણ થઈ રહી ત્યારે સંન્યાસીને જમવા બેસારવાના સ્થાનકઆગળ પવિત્ર ભૂમિ કરી ત્યાં આસન નાખી બેસાર્યા. ને અનેક પ્રકારના જમવાના પદાર્થો પિરસ્યા; ત્યારપછી કેરીઓને પાણીથી ધોઈ શુદ્ધ કરી એક પાત્રમાં સંન્યાસી સારૂ રસ કહાડવાને બેઠી. કેરીનાં ફળ અમૃત સમ રસથી ભરપૂર હતાં તથાપિ કેરી રસ મૂકે નહીં અર્થાત રસ બિલકુલ નિસરે નહીં તે સમયે તે સતી સ્ત્રી આંબાના ફળ (કેરી) પ્રત્યે બોલી.

**रेरेरसालफलकिंस्वरसन्नमुच्यत् ।**
**आबालवृद्धमपिशुद्धपतिव्रताय ॥**
**सत्यंमनःपरनरोहृदयेनदृष्टः ।**
**किंभोजराजनृपतिःपरदारलुब्धः ॥ २०८ ॥**

ભાવાર્થ—હે રસાલ આંબાના ફળ! તું રસ કેમ મૂકતું નથી? હું

બાલ્યાવસ્થાથી આજ પર્યંત પતિવ્રતા છું. હું સત્ય કહું છઊં કે, મેં પરપુરૂષ આજ સુધી નજરે દીઠો નથી, તેમ હૃદયમાં પણ કદિ ધાર્યો નથી, તો શું આ નગરનો ભોજરાજા સત્યવાદિ છતાં પરદારા સાથે ચૂક્યો કે શું થયું ?

"આટલું કહેતાં વાંતજ કેરીમાંથી રસની ધારા છુટી પાત્ર ભરાઈ ગયું."

આ રીતે જ્યાં તે સ્ત્રીએ કહ્યું કે, રાજા ભયભિત થઈ કંપાયમાન થયો અને મનમાં સમજ્યો કે, જરૂર આ સતીએ મને ઓળખ્યો. હું એના સત્યની પરીક્ષા જોવા કપટભાવથી આવ્યો છું તેથી જરૂર મને શાપ દેશે, એમ ધારી સભય તે સતીની પાછળ પાંચ પ્રદક્ષિણા ફરી વિનયથી ક્ષમા માગી, અને દંડ કમંડલું પડતુ મૂકી જમ્યાવગર પલાયન કરવા માંડ્યું; એટલે પોતે આગળ આવી સંન્યાસીને જતાં અટકાવી તેને જમાડ્યો. અને કહ્યું કે, હે રાજા ભોજ ! અમો તારી પ્રજા, તારાં સંતાનને ઠેકાણેછું. મે ફક્ત પંદરવર્ષ થયાં આજે આટલું થયેથી આજ તુને સતવાદિ અને વળી પરસ્ત્રી સહોદર સમજીનેજ મારૂં મુખ દર્શાવ્યું છે. તેથી મારૂ સત્ય ભંગ થયું છે એમ તું ન માન. વળી બીજો દાખલો જો કે, તું સત્યવાદિ છતાં પર સ્ત્રી લંપટ નથી તથાપિ કપટ ભાવે મારી પરીક્ષા કરવાને આવ્યો તેથીજ આ આંબાના ફળો એ રસ છાંડ્યો નહીં; પરંતુ તેં જ્યારે તારા અપરાધની ક્ષમા માગી ત્યારે ફળમાંથી સંપૂર્ણ રસ છૂટ્યો.

આહા ! સતી સ્ત્રીઓ અને સત્યવાદી પુરૂષોના પ્રતાપને શું કહેવું ! તેઓ ખચીત ધારે તે કામ કરી શકે એમાં કંઈ પણ સંદેહ નહીં.

---

## એક મધમાખોની વાત.

એક વખતે રાજા ભોજ કચેરીમાં પંડિતોની સભા ભરી બેઠેલો છે તેવામાં એક માખી બે હાથ અને બે પગ ઘસતી તેના હાથ ઉપર આવીને બેઠી; અને જાણે કંઈ દુઃખની મારી ફરિયાદ કરતી ન હોય એ રીતે માથું અફાળવા લાગી, તેને જોઈ ભોજરાજા પંડિતોના આગળ બો-

હ્યો કે, હે વિદ્વદ્વર્ય ! આ માખી મારા હાથપર બેસીને બે હાથ અને બે પગ ઘસતી પોતાનું માથું અફાળે છે તેનું શું કારણ હશે તે મને કહો.

આ પ્રકારનું રાજાનું બોલવું સાંભળીને સઘળા પંડિતો વિસ્મય પામ્યા, અને મન સાથે કહેવા લાગ્યા કે આનો ખુલાસો તે શું કરવો. જ્યારે કોઈથી જવાબ દેવાયો નહી ત્યારે કાલિદાસ પંડિત બોલ્યો કે, હે નરેન્દ્ર !

'એક મોટા અરણ્યમાં આ માખી રહેતી હતી, તેણે જંગલમાં રખડી રખડી રસ સંચીત કરીને એક ઝાડપર સુંદર મધપુડો બનાવ્યો; પછી એનું સંરક્ષણ કરવા સારૂ પોતાનાં બચ્ચાંસહિત લાખો પ્રાણિ ઘર બાંધી તેમાં રહ્યાં. પરંતુ તેમાંનુ મધ તે લોભિષ્ઠ તેથી પેટ ખવાયું નહીં તેમ સચવાયું પણ નહીં. એક દિવસે કોઈ શિકારી મનુષ્ય તે મહા અરણ્યમાં ફરતો ફરતો જે ઝાડપર તે માખીએ મધપુડો બાંધ્યો હતો ત્યાં જઈ ચઢ્યો. તેણે મોટો ઘણા મધનો ભરેલો મધપુડો જોઈ લાકડાં ભેગાં કરી તેની નિચે અગ્નિ પ્રદિપ્ત કરી ધૂમાડો કર્યો, જેથી કેટલીક માખીઓ ઉડી ગઈ, તથા હજારો અંદરની અંદર ગુંગળાઈને મરી ગઈ; પછી પેલો શિકારી, છરીથી મધપુડાને કાપીને પોતાને ઘેર લઈ ગયો. જેથી તે રહેવાનું ઘર, જીવનગારાનો ખોરાક તથા પોતાના કુટૂંબ પરિવારનો નાશ થયાના મહા દુઃખની વેદનાથી ત્રાસ પામી આપની પાસે આવી પશ્ચાત્તાપ જણાવતી આપને શિખામણ દેવા આવી છે, ને તમોને કહે છે કે, હે રાજન્ ! મેં પરમ સંકટ ભોગવી સંપાદન કરેલી મારી અમૂલ્ય મિલ્કત (મધ) પેટે ખાધી નહીં તેમ બચ્ચાંઓને પણ ખાવા દીધી નહીં અને આખરે આખમાં ધૂળ નાખી અત્રાપિ મનુષ્ય ખાઈ ગયો. એ દુઃખથી આ વખતે જેમ મારે બે હાથ અને બે પગ ઘસવા પડે છે, તેમ તમોએ આ સંપાદન કરેલી વડીલોપાર્જીત મહા સંકષ્ટની મિલ્કત આ'વા ક્ષણભંગૂર સંસારમાં ખાશો પીશો અથવા સન્માર્ગે વાંપરશો નહીં તો, આખરે તમારે પણ મારી માફક હાથ પગ ઘસવા પડશે. એમાં કંઈ સંદેહ નહીં. આ પ્રમાણે માખી આપને કહે છે.

પછી કાલિદાસે આ વાતના ભાવાર્થનો નિચે પ્રમાણે ભોજરાજાને શ્લોક સંભળાવી તેના મનનું શાંત્વન કર્યું.

देयंभोजघनंधनंसुकृतिभि, र्नोसंचितव्यंकदा ।
श्रीकर्णस्यबलेश्चविक्रमपते, रद्यापिकीर्तिःस्थिता ॥
अस्माकंमधुदानभोगरहितं, नष्टंचिरात्संचितम् ।
निर्वाणादपिपाणिपादयुगलं, घर्षन्त्यहोमक्षिकाः ॥ २०९ ॥

ભાવાર્થ—હે ભોજ ! સારી કરણીથી ઘણું દ્રવ્ય આપ, કોઈ વખતે પણ ધન સંચિત કરવાને યોગ્ય નથી. જુઓ કે, કર્ણ, બલિ અને વિક્રમરાજાની હાલમાં પણ કીર્તિ અચળ છે. આ માખીનું ઘણા કાળથી એકઠું કીધેલું અને દાન ભોગવિનાનું ધન જે મધ તે નાશ પામ્યું; એટલા માટે માખી પોતાના બે પગ અને બે હાથ ભેગા કરી ઘસેછે.

---

## એક કઠિયારાની વાત.

એક દિવસ રાજા ભોજ સભા કચેરીમાં પંડિતોની સભા ભરીને બેઠો હતો તે સમયે સામે એક પોપટ રાજ્ય મહેલના છજા ઉપર બેશી આ પ્રમાણે બોલ્યો.

॥ यद्दीयतेतन्नलभेद्द्विजेभ्यः ॥

ભાવાર્થ—'જે તું બ્રાહ્મણને આપે છે તે તું પામીશ નહીં.'

આ રીતનું પોપટનું બોલવું શ્રવણ કરી પંડિતોના આગળ કહેવા લાગ્યો કે, આ પોપટ શું બોલ્યો એનો ખુલાસો કરો, નહીં તો મારૂં ગામ તજીને નિકળી જાઓ. કેમકે જ્યારે તમો બ્રાહ્મણોને આપવાથી કંઈ ફળ નથી ત્યારે તમોને દાન આપવાનું પ્રયોજન શું ? પછી પંડિતોએ વિચાર કર્યો કે, હવે ગાડે ચઢી મોત આવ્યું. પછી કાલિદાસ પંડિત બોલ્યો. હે મહામતે રાજેન્દ્ર ! આ શ્લોકનો અર્થ ખરોખર છે પરંતુ આપના સમજવામાં ફેર છે માટે તેનો ખુલાસો કરૂં છઊં તે શ્રવણ કરો.

હે રાજન્! પૂર્વે તું એક કઠિઆરો હતો, અને આ શ્લોકનો કહેનારો પોપટ, તે એક દુર્બળ બ્રાહ્મણ હતો. એક દિવસે તું લાકડાનો ભારો માથાપર મૂકી બજારમાં વેચવા સારૂ નિકળ્યો હતો, તે વખતે પેલો બ્રાહ્મણ શિઆળાની ટાઢથી અતિ વ્યાકુલ મનવાળો તારી પાસે લાકડાનો બોજો માગવા લાગ્યો અને તુને બોલ્યો કે, ભાઈ થંડીથી અતિશય કંપાયમાન થએલો છું માટે જો તું લાકડાં આપે તો તે વસ્તેવથી સળગાવી તાપીને મારા અંગમાંની ટાઢને દૂર કરૂં મારા શરીરને આરોગ્યતા મળવાથી તુને ઉગ્ર પુણ્ય થશે. પરંતુ તે પ્રસંગે તારા ધ્યાનમાં બ્રાહ્મણની અર્જ ઉતરી નહી. પછી આગળ ચાલતાં થોડે દૂર એક ગુણકા પોતાના મહેલના જરૂખામાં બેઠેલી તેને પેલા બ્રાહ્મણની સ્થિતિ દેખીને દયા ઉત્પન્ન થઈ, તેથી હે રાજન્! એ બોજો તને મૂલ આપી લેવાની વૃત્તિ જણાવી. ત્યારે તારા મનની મનોવૃત્તિ બદલાયાથી તેં વિચાર્યું કે, અરે ! આ જાતની વેશ્યા છતાં પારકાના કલ્યાણાર્થે મૂલ ખરચી પુણ્ય કરે છે, ત્યારે હુંજ જો એની સારી રીતે સેવા બજાવું અને ગરીબની દાઝ ઓલવું તો કેવું સારૂં? જો હું કદાપિ પૈસાની લાલચ સારૂ એને ભારો આપીશ તો માત્ર બે પૈસાથી વધારે આવવાના નથી, અને લાકડાંનો બોજો સહેજ હું જંગલમાં જઈશ તો લાવી શકિશ કેમકે, મારો ધંધો છે. વળી આજે મહોદધીની મોટી પર્વણી છે તો લોકો હજારો, લાખો રૂપૈયા બ્રાહ્મણો તથા સંત સાધુને જમાડી પુણ્યદાન કરશે તો મારે તો આ વગર મૂલની વસ્તુ છે, તો એ આપવાને મારો જીવ ચોરૂ છું એ મારી મૂર્ખાઈ છે. એમ વિચારી તે બ્રાહ્મણને એક ઠેકાણે બેસાડી લાકડાનો બોજો તેને આપી દીધો અને આપે બળતુ લગાડી સારી પેઠે બ્રાહ્મણને તપાડી તેના શરીરમાંથી ટાઢ ઉરાડી તેને સારી પેઠે હુંશિયાર કર્યો. જેથી તે પોપટ તમને આશીર્વાદ દે છે અને કહે છે કે,

**आर्तेषुदीनेषुगुणान्वितेषु, यच्छ्रद्धयास्वल्पमपिप्रदत्तं ॥**
**काष्टप्रदानाल्लभतेहिराज्यं, यद्दीयतेतन्नलभेद्द्विजेभ्यः॥२१०॥**

ભાવાર્થ—દાનેચ્છાવાળાને અને આર્તુઓને વિષે શ્રદ્ધાથી થોડું પણ

આપ્યું હોય તો તે ઘણું થાય છે. જેમ કે લાકડાંના દાનથી નિશ્ચય રાજ્ય મળ્યું. માટે આ પોપટ કહે છે કે, જે તેં લાકડાં આપ્યાં છે તે તું ના પામીશ. અર્થાત્ રાજ્ય પામજે.

કાલિદાસનો આ સમયસૂચકતાવાળો હાજર જવાબ ભોજરાજાના હૃદયમાં ઉતરી જવાથી તેનાપર પ્રસન્ન થઈ ઘણું માન આપ્યું.

---

## ગુણશર્મા બ્રાહ્મણની વાત.

કોઈ એક સમયે ધારા નગરીમાં મહા ચતુર એવા ચાર ચોર આવ્યા, તે પ્રથમ પોતાનો મિત્ર ગુણશર્મા નામનો એક ગરીબ નિર્ધન પણ મહાપંડિત બ્રાહ્મણ હતો તેને ઘેર ગયા. અને તેમને પુછ્યું કે, મહારાજ! આજે અમારે કોઈ મોટે ઠેકાણે ચોરી કરવા જવું છે તેથી લાભ ચોઘડીયું શોધી આપો તો મોટી કૃપા તમારી અમારા ઉપર થઈ એમ અમો માની શું. વળી એ વિષે અમો તમારો ગુણ પણ કદિ ભૂલી જઈશું નહીં. આ રીતનું ચોરનું બોલવું સાંભળી તેમને સાચું ચોઘડીયું જોઈ આપ્યું ને કહ્યું કે, ભાઈઓ! તમારે અમારે ઘણા કાળની મિત્રાઈ છે, તમો હજારો ઠેકાણેથી ચોરી કરી લાવો છો તેથી મને તો એક દિવસ સાથે તેડી જાઓ, કે જેથી મારા ઘરની દુર્બળ અવસ્થા દૂર થાય. બ્રાહ્મણનું વાકય સાંભળી તેને સાથે લેવાનું કબૂલ કરી ચાર તેવા મહારાજ પાંચ. એ રીતે જોતા જોતા ભોજરાજાના મેહેલ તરફ આવ્યા, તો પાછલી બારી ઉઘાડી જોવામાં આવી; પછી પોતાની પાસે જે ઘો હતી તેની કમ્મરે મજબુત દોર બાંધી બારીપર ફેંકી; જેવી તે બારીને ચૂડ ભરાવી ચોટી ગઈ તેવા તે અનુક્રમે પાંચ ચોર દોર પકડી બારીવાટે ચઢી અંદર મેહેલમાં ગયા. ચોર લોકોનો રાત્રદિવસનો કસબ તેથી ઘણીજ ચપળતાથી તિજોરિયો ફોડી હજારો રૂપૈયાનાં જવેરાત સમેટી ગાંસડીયો બાંધી માર્ગે ગુરૂ થયા (નિકળી ગયા.) પેલા બ્રહ્મદેવ બિચારા વેદીયા ઢોર જેવા તેથી કેટલીક વાર સુધી તો મહેલની રચના, તરેહવાર હાંડી,

ઝુમરો, તરેહ તરેહના ભિંતોમાં સામાસામી પ્રતિબીંબ જણાય એવા આરસા અને નામીચા થઈ ગએલા વીરપુરૂષોની ચિતારેલી તસવીરો, વિચિત્ર ભાતનાં રમકડાં અને બીજી ઘણા પ્રકારની જોનારનું મન આકર્ષણ કરે એવી વસ્તુઓ જોતાં જોતાં પોતે કયાંહાં છે અને શા કારણે આવ્યા છે એ વાતનું તદ્દન ભાન ભૂલી ગયા. પછી જોતા જોતા ભીંતે જડેલા મોટા મોટા આરસા તરફ નજર ગઈ, તો સામી બાજુનો તમામ તેવોજ દેખાવ દ્રષ્ટિએ પડયો. એટલે આ મહેલમાં કાંઈ વધારે જોવાનું હશે એમ ધારી જેવા તક્તા તરફ ઉત્સાહથી અંદર પેસવા જાય છે તેવોજ ભીંતમાં જડેલો આરસો ઋષિજીના મસ્તકમાં વાગવાથી જરા ખોખરા થયા, એટલામાં તેમને ભાન આવ્યું તેથી તરેહ તરેહના સોના રૂપાના તથા જવાહિરના અલંકારો જોવા લાગ્યા; તેને હાથમાં લે, અને કહે કે, આ તો સોનું છે, સોનું ચોરવું એ મહાનિષીધ છે. તેમજ રૂપામાં આ પ્રકારનો દોષ છે, તેમ કહી તે દાગીના પણ પાછા મૂકયા. વળી હીરા માણેક મુક્તા વગેરે પદાર્થોમાં ફુલાણા ફુલાણા દોષ રહેલા છે તેથી દોષવાળી વસ્તુઓને લઈને શું કરૂં ? એમ એક લે, અને બીજી મૂકે, એમ આખા મેહેલમાં ઉપરથી છેક નીચે સુધી નિર્દોષ વસ્તુ લેવાને ફરી વળ્યા પણ દુર્દૈવ, કોઈ પણ વસ્તુ હાથમાં આવી નહીં. એટલામાં એમના ભાગ્યે ઓચીતું જોર કર્યું, અને ઘરડાનુ પુણ્ય આગળ આવ્યું, તેથી બ્રહ્મદેવની દ્રષ્ટિ એક ખુણા તરફ જઈ પોહોચી, તો એક ડાંગેર (ભાત) ના કુશકા (છાલાં) નો ઢગલો જોવામાં આવ્યો. તેથી પ્રસન્ન મનથી કહેવા લાગ્યા કે, આ વસ્તુમાં કંઈ પણ દોષ નથી, એમ પોતાના મનને સમજાવી ડાંગેરનાં છાલાંની એક મોટી ગાંસડી બાંધી બહાર નિકળવાની તૈયારીમાં છે એટલામાં, ભોજરાજાને હમ્મેશનો એવો નિયમ કે, પાછલી પોહોર રાત્રી રહે તે વખતે ઉઠી એક નવો શ્લોક બનાવવો; તેથી તે જાગૃત થઈ બોલ્યો કે, **आगतास्वागतासारं, निद्रासारंच जागृता** પછી ત્રીજું અને ચોથું ચરણ ગોઠવવાના વિચારમાં ગુથાયોછે તેટલામાં પંડિતજી બોલી ઉઠયા કે, **भोजनार्थंघृतंसारं, भार्यासारंच**

साटका॥२११॥ આ અવાજ સાંભળતાંજ રાજા એકદમ સભીત થઈ બોલ્યો કે, અરે! આટલી રાત્રે મારા મહેલમાં શું કૌતુક! આ શ્લોક કોણ બોલ્યો! એમ વિસ્મય પામી, ચોર છે; ચોર છે; કહી સિપાઈ ચાકરોને ભેગા કરી બ્રહ્મદેવને તો લાગલા ચત્રભુજ બનાવ્યા. (બાંધ્યા) અને રાજાની પાસે લઈ ગયા. ત્યાં રાજાએ તેમને પુછ્યું કે, અરે! તું કોણ? અને આટલી મોડી રાત્રે શી રીતે આવ્યો? અને આ ગાંસડીમાં શું લીધું છે તે મને કહે. બ્રાહ્મણે જવાબ દીધો કે, હે રાજેન્દ્ર! હું ચોર, બારીવાટે ચઢી ઉતરી અહીં ચોરી કરવા સારૂ આવ્યો છું; મહેલમા ઉપરથી નિચે સુધી ફરીવળી તમામ ઠેકાણાં જોયાં તો સોનું, રૂપું અને જવાહિર વગેરે દોષ ભરેલી વસ્તુઓ મારા જોવામાં આવો, તેથી સર્વે વસ્તુઓને પડતી મૂકી આ ભાતના ફુશકા ફક્ત નિર્દોષ જોવામાં આવ્યા તેથી હે રાજન્! આ તેની ગાંસડી બાંધી છે. હું એને મારે ઘેર લઈ જવાની તૈયારીમાં હતો તેટલામાં આપ ઉપર મુજબનો અર્ધો શ્લોક બોલી બંધ રહી ગયા સમજી ઉત્તરાર્દ્ધનાં બે ચરણ મારા મુખમાંથી નીસરી ગયાં. 'કહેવત છે કે, નાચનારીના પગ અને ગાનારીનો કંઠ છુપો રહેતો નથી', તેનાં મને આ પરિણામ નડ્યાં. પણ એમા કોઈનો દોષ નથી ઈશ્વર સત્તાજ બલવાન્ છે. રાજા મનમાં સમજ્યો કે, આ પુરૂષનામાં ચોરનાં લક્ષણ બીલકુલ નથી પરંતુ એને સત્સંગ દોષ લાગેલો છે, તેથી રાજાએ ફરીને પુછ્યું કે, તારૂં નામ શું છે? તથા ક્યા ગામનો અને શી જ્ઞાતી છે? વળી તારા સોબતી કોઈ હતા કે નહીં? અને આ બારીવાટે થઈ કેવી રીતે અંદર આવી શક્યો એ વિષે પણ મને મોટી ભ્રાંતી રહે છે માટે સર્વ વાતનો ખુલાસો બરોબર કર. તુને તારો કરેલો અપરાધ ક્ષમા કરવામાં આવશે. અગર જો તું જૂઠૂં બોલીશ તો ખાત્રિપૂર્વક તું શિક્ષાને પાત્ર છે એમાં સંશય નહીં. ચોરે જવાબ દિધો; મારૂં નામ ગુણશર્મા—આપની ધારાનગરીનો નિવાસી—જ્ઞાતે બ્રાહ્મણ છું. મારે ઘેર પહેલી રાત્રે ચાર ચોર આવી કહેવા લાગ્યા કે, હે દ્વિજરાજ! અમારે આજે કોઈ મોટાના ઘરમાં ચોરી કરવા

જવી છે તેથી અમને સારૂં લાભ ચોઘડિયું જોઈ આપો. મેં તેમને જોઈ આપ્યું, પછી મારા ઘરની છેક દુર્બળ અવસ્થા તેથી ચારની સાથે હું પાંચમો તેમની સાથે લાગુ થયો, અને તમારા મહેલની પશ્ચિમ તરફની આ બારી ખુલ્લી દેખી એ લોકોએ પોતાની સાથે એક 'ઘો (નોળીયા જેવડું એક જાતનું ચોપગું રાની ઘાતકી પ્રાણિછે) આણેલી તેની કમ્મરે મજબુત દોર બાંધી બારી ઉપર ફેંકી, કે તુરત તે તેના પગના પંજાની ચુડ ભરાવી બારી સાથે વજ્રની તુલ્ય ચોંટી ગઈ; એટલે અનુક્રમે ઉપર ચઢી અંદર પેઠા; તેમાં ચારે ચતુર ચોરો આડા અવળા ફરી જવાહીરની ગાંસડીયો બાંધી લઈ ચાલતા થયા. અને પછીથી મારી આ સ્થિતિ થઈ. રાજા ભોજે આ સત્યવક્તા બ્રાહ્મણના સર્વ અપરાધ ક્ષમા કરી કુશકાની ગાંસડી નાખી દેવરાવી હજારો રૂપૈયાનું જવાહીર આપી વિદાય કરચો. પછી પ્રાતઃકાળ થયો એટલે રાજાએ ઉપરના આખા શ્લોકમાં સમાવેલી ચાર બાબતોની અજમાશ કરવામાં પોતાનું લક્ષ લગાડ્યું.

---

## કીડી અને માખીની વાત.

કોઇ એક સમયે રાજા ભોજ જમવાને સારૂ બાજઠ ઉપર બેઠો છે ત્યાં ભોજરાજાની સ્ત્રી ચાંદીના થાળમાં અનેક પ્રકારના જમવાના પદાર્થો લઈ રાજાની પાસે આવતી હતી, તેવામાં એક કીડી અને માખી બન્નેમાં પોતપોતાના પરાક્રમ વિષે વાદ થયો. તેમાં પ્રથમ કીડી માખીને કહે છે કે, જો તું, આ રાણીના હાથ માંહેથી ભોજનનો થાળ નિચે પડાવે તો તું બલવાન્, અને હું જો પડાવું તો હું બલવાન્ અને એ પદાર્થો આપણને ખાવાને મળે. આ ઠરાવ બન્નેએ કબુલ રાખ્યો. તેમાં પ્રથમ માખીએ કમ્મર બાંધી અને ઉડતી ઉડતી રાણીના સામે જઈ કંટાળો આપવા લાગી, જેમ જેમ તે વધારે અકળાવવા લાગી તેમ તેમ તે થાળને મજબુત પકડતી ગઈ પણ તેના ઘોંઘાટથી કંઈ વળ્યું નહીં, પછી થાકી ઝટ નિરાશ થઈ બાજુપર બેઠી.

એટલે કીડી તૈયાર થઈ, પ્રથમ તેણે રાણીના અંગ ઉપર ચઢી તેના અગોપ્ય ભાગમાં એવો તો ચટકો દીધો કે, હાથમાંથી થાળ એકદમ નીચે પડી ગયો. આ પ્રાણિઓની બોલી ભોજરાજા સારી પેઠે સમજતો હતો તેથી, અને આ વિચિત્ર તમાસો બનવાથી ખડખડ હસવા લાગ્યો. રાણી લજ્જાયમાન થઈ જવાથી લાગલી ભોજનગૃહમાં જઈ બીજો થાળ લઈ આવી રાજાના આગળ મૂક્યો. અને કહેવા લાગી કે, હે સ્વામીન ! મારા હાથમાંથી થાળ પડી ગયો તે વખતે મને દિલાસો ન આપતાં ખડખડ હસ્યા એનું કારણ શું ?

રાજાએ કહ્યું, હે સ્ત્રી ! એ વાત કહેવામાં કાંઈ માલ નથી, પણ સ્ત્રી હઠ બલવાન્ તેથી પોતાનો આગ્રહ મૂક્યો નહીં, પછી રાજાએ વિચાર કર્યો કે, જો હું આ બનેલી કીડી અને માખીની યથાસ્થિત વાત કહી સંભળાવીશ તો, એના મનમાં ઉતરશે નહીં અને તે ખોટી માનશે. વળી એ વાતની પોતાના મનમાં આંટી (કીનો) રાખી કોઈ વખત મારા જીવને જોખમમાં લાવશે. પછી તેણે એક હિકમત ઉઠાવી સ્ત્રીને કહ્યું. હે સુકોમળા ! આપણે થોડા દિવસમાં યાત્રાસારૂ જવાનાં છૈએ તેથી એ વાત તુને હું ત્યાં કહીશ.

પછી ભોજરાજા થોડાં એક માણસોસાથે લઈ રાણી સમેત યાત્રાને નિમિત્તે બહાર ગામ જવાને નીસર્યો. મજલ દરમજલ રસ્તો ખેડતાં એક અઘોર અરણ્યમાં જઈ પોહોંચ્યો. ચૈત્ર વૈશાખ માસના દિવસ તેથી પાણીની તૃષા પુષ્કળ લાગવાથી બન્નો સ્ત્રી પુરૂષના પ્રાણ આકુળ વ્યાકુલ થઈ ગએલા તેથી ચાકરો પાણીની શોધ કરતા કરતા એક પડી ગએલા જીર્ણ કુવા પાસે આવી પોહોંચ્યા. ત્યાંથી રાજા રાણીએ પાણી પીને પોતાના આત્માને શાંત પમાડ્યા. પછી આસાએસ લેવાસારૂ પાસે એક મોટો સીતલ છાયાવાળો ગંભીર વડ હતો ત્યાં બેઠાં.

એ ઠેકાણે એક બકરો અને બકરી બન્નો (નરમાદી) ચરતાં હતાં તેમાંથી બકરી બકરાને કહે છે, હે સ્વામીન્ ! હું સગર્ભા છઊં તેથી

આ કુવાની ધારપર ઉગેલી લીલી કંજાર સરખી દુર્વા (દ્રો) લાવી મને ખવરાવો તો મારા મનની તૃપ્તિ થાય.

પછી બકરે બકરીને કહ્યું કે, તે બધું ખરૂં, પરંતુ આ કુવામાંથી દ્રો ખેંચતાં કદાચીત્ મારા પ્રાણ જાય તો તે બચાવવાનો કાંઈ ઉપાય તારીપાસે છે? માટે એ કામ મારાથી નહીં થાય. બીજું કહેવું હોય તો કહે, હું તારા મનની કામના પૂર્ણ કરીશ. પણ તે હઠીલી બકરીએ માન્યું નહીં; પછી બકરાને રીસ ચઢી તેથી તિરસ્કાર કરી તે બકરીને બે ચાર સીંગડાં જોરથી મારયાં. અને કહ્યું કે, હે રાંડ! જેમ સ્ત્રીની હઠ સારૂ ભોજરાજા કાશીમધ્યે પોતાનો પ્રાણ ખોવાને જાય છે તેના જેવો હું તારાથી લુબ્ધ (લંપટ) નથી; કે તુને મારા પ્રાણને જોખમમાં નાખી દુર્વા લાવી ખવરાવું. આ તમાસો પણ બન્નો સ્ત્રી પુરૂષ જોતાં હતાં, તેમાં ભોજરાજા જાનવરોની બોલી સમજતો હતો તેથી બકરાના મુખથી પોતાના વિષેનાં વજ્ર પ્રાય વચનો શ્રવણ કરયાં; તેથી સમજી ગયો કે હઠનો ઉપાય શિક્ષા છે; માટે શિક્ષા કરયા વગર એ મારો પિછો (પુઠ) છોડનારી નથી; એમ વિચારી ત્યાંથી યાત્રાને જંગલમાં વહેતી મૂકી પોતાની પ્રકૃતિ બગડી છે, એવું નિમિત્ત કાહાડી ભોજરાજા રાજ્યમાં આવ્યો. બે ચાર દિવસ વિત્યાબાદ રાણી રાજાની સાથે અસલની જીકર પકડી બેઠી. તે વખતે રાજાએ લાગલો ચાબક હાથમાં લઈ પાંચ દસ અંગપર લગાવી દીધા કે તુરત ઓ મારા બાપ! હું મરી ગઈ. હે સ્વામીન્! હવે હું કદાપિ કોઈ વાતની હઠ નહીં કરૂં મને ક્ષમા કરો, ક્ષમા કરો. આ ઉપાયથી પછી તેણે હઠ લેવાનો સ્વભાવ મૂકી દીધો.

આ વાતનો સારાંશ એટલોજ લેવાનો છે કે, કોઈ પણ ગુપ્ત વાત સ્ત્રીના આગળ પ્રાણાંતે પણ કરવી નહીં, તેમ કોઈ પણ વસ્તુને સારૂ તે હઠ કરે તો, તે જો આપણને પરમેશ્વરે આપવાની શક્તિ આપી હોય તથાપિ તે વખતે કદી પણ આપવી નહીં.

---

## આગતા સ્વાગતા કરવી.

એક દિવસે ભોજરાજા રાત્રીની વખતે અંધાર પીછેડો ઓઢીને નગરની ચરચા જોવાને નિકળ્યો; તે ફરતો ફરતો બજારના મધ્યભાગમાં આવ્યો તો સર્વ શાન્ત દીઠું. ત્યાંથી આગળ ચાલતાં છેક દરવાજાની પાસે આવી ઉભો રહ્યો અને જુવે છે તો ચોકી પહોરાવાળા પણ ભર નિદ્રામાં છે. પછી થોડેક દૂર ગઢની રાંધે રાંધે ચાલે છે એટલામાં ઘણોજ ઝીણો કોઈ સ્ત્રીયો દૂર રૂદન કરતી હોય તેવો સાદ સાંભળ્યો, એટલે ખમચીને ઉભો રહ્યો; અને એ સ્વર ક્યાંથી આવે છે એ સાંભળવા તે તરફના કાન માંડ્યા, તો કોટની બહાર કોઈ સ્ત્રીયો રૂવે છે એમ ખાતરી થઈ. પછી પોતે વિચાર કરચો કે મારી પ્રજા સુખી છે કે દુઃખી તેની દાદ લેવાને હું નિકળ્યો છું તો મારે એની દાદ લેઈ એનું દુઃખ પણ નિવારણ કરવું જોઈએ. એમ નક્કી ઠરાવ કરી દરવાજા આગળ આવ્યો તો દરવાજો બંધ દીઠો, પછી રાંધે ચાલતાં એક ઠેકાણે કોટ ઉપર ચઢી ઉતરાય એવો લાગ જડી આવ્યો તેથી કોટ ઉપર ચઢી ઉતરીને જ્યાહાં પેલી રૂદન કરતી સ્ત્રીઓનો સાદ આવતો હતો ત્યાં ગયો તો એક સ્ત્રીને દીઠી, એટલે રાજાએ તેને પુછ્યું કે હે બાઈ ! તું કોણ છે ? અને આટલી મોડી રાત્રે રૂદન શા માટે કરે છે તેનું કારણ કહે. ત્યારે તે સ્ત્રીએ જવાબ દીધો કે તારે શું મતલબ છે ? તું તારે રસ્તે જા નહીંતો હમણાં જોયા જેવું થશે. પછી રાજાએ હિમ્મત રાખીને તેને જવાબ દીધો કે હું તારાથી ડરવાનો નથી. જો કે હું ભૂતનીસાથે ભૂત જેવો અને ડાકણની સાથે ડાકણ સરખો છું કોઈ પણ એવાં નાટક ચેટકોને ગણુ એવો નથી. કેમકે પ્રાણિમાત્રને મોટો ડર મૃત્યુનો છે તેથી તો હું ડરતો નથી તો નાટક ચેટક મારે શા હિસાબમાં છે. વળી હે સ્ત્રી !:—

આટલી મોડી રાત્રે એકલો નગરની તપાસ કરવા જે નીકળ્યો છું તે મારામાં હિમ્મત હશે ત્યારે નિકળ્યો હોઈશ. આ ઉપરથી તે સ્ત્રીને ખાત્રી થઈ કે કોઈ વીર પુરૂષ છે, એમ સમજી પોતે કહેવા લાગી કે, હું ભોજરાજાના ઘરની લક્ષ્મી છું હું મારા દુઃખને રોતી નથી, પરંતુ

ભોજરાજા જે પરોપકારી પરદુઃખ ભંજન અને ગો બ્રાહ્મણનો પ્રતિપાળ છે તેના દુઃખને વધારે રડું છું. કેમકે આજથી ચોથે દહાડે સંધ્યાકાળે એના જામદારખાનામાંથી એક મોટો સાપ નીકળી એના નિત્ય કર્મ કરવાના ઓરડામાં બેઠો હશે ત્યાં જઈ તેને જમણા પગના અંગુઠાને ડંખ કરશે અને તેનું મૃત્યુ થશે. તેથી હવે કોણ જાણે મારો ભોક્તા કેવો થશે, આ ફીકરથી રૂદન કરૂં છું. અરે ! એ નર જેવો અન્નનો માળવો, તેમ ગરીબોનો બેલી અને પંડિતોનો પ્રાણ બીજો થવો દુર્લભ છે. આ વૃત્તાંત સ્ત્રીના મુખથી શ્રવણ કરી ભોજરાજા બોલ્યો, કે, હે માતુશ્રી ! આ નગરનો રાજા ભોજ જે કહો છો તે તમારો શેવકજ, અમો રાજાનો ધર્મ છે કે પ્રજાની રક્ષા કરવી માટેજ હું આપના તરફ આ કોટ ચઢી ઉતરી દુઃખનું સમાધાન કરવાને આવી પોહોંચ્યો તો આ હકિકત તમારા મુખથી સાંભળી. માટે હે માતુશ્રી ! તમો જો મને ચહાતાંજ હોતો મૃત્યુને ટાળવાનો ઉપાય ફરમાવો.

પછી ભોજરાજાની વિનંતી ઉપરથી તે સ્ત્રી (લક્ષ્મી) એ જવાબ દીધો કે હે રાજેન્દ્ર ! આગતા સ્વાગતા (આદર સત્કાર) થી ગમે તેવો શત્રુ હોય તેના મનમાં પણ દયા ઉત્પન્ન થાય છે તો આજથી ચોથે દિવસે તમે અનેક તરેહનાં સુગંધીદાર ફુલો બિછાવી તથા સુંદર સાકર તથા મશાલા નાંખીને કઢાવેલાં દૂધનાં કુંડાં ભરાવી તે જામદારખાના આગળથી ઠેઠ તમારા પૂજાના ઓરડા સુધી ગોઠવાવી દેજો અને તરેહવાર સુગંધીદાર અતરોના તથા ગુલાબ જળના તે ફુલો ઉપર છંટકાવ કરાવી રાખજો. પછી જેવો તે નીકળશે તેવો દુધનાં કુંડાંપર દૃષ્ટિ પડવાથી તે પીશે અને ફુલની ખુશબોથી તેમા લેટી રહેશે તેથી તુને ડંખવાનો કાળ ચૂકી જશે. પછી તુને તેનો ભય નથી. આ રીતે સત્કાર કરવાથી તારા માથા ઉપરનું વિઘ્ન દૂર થશે. આ યુક્તિ શ્રવણ કરી કોટપર ચઢી ઉતરી પાછો મહેલમાં આવી સુઈ ગયો; બીજે દિવસે પ્રાતઃકાળમાં પોતાનું નિત્ય કર્મ કરી પોતાનો વિશ્વાસુ મંત્રિ જે બુદ્ધિસાગર તેને પાસે બોલાવી રાજ્યની તમામ વ્યવસ્થા યથાસ્થિત કરી દીધી. કેમકે ભવિષ્યની કોઈને ખબર પડતી નથી, આ એણે

ખરેખરૂં ડાહ્યાપણ વાપરીને ચોકસ કામ કીધું. તથાપિ બુદ્ધિસાગરના પણ જાણવામાં આવ્યું નહી તો બીજાંને તો ખબર શાંનીજ પડે. પણ આ કાર્યનાં આચરણ ઉપરથી રાણીયો તથા દીવાન આદિ કારભારી અતિશે દલગીર થયા અને આંખમાંથી અશ્રુ આણી પુછવા લાગ્યાં કે, રાજાધિરાજ ! આપ આ શું કરો છો તેની કંઈ અમોને પુરતી સમજ પડતી નથી તેથી સહુ દલગીર છૈએ. ત્યારે સર્વેને રાજાએ ધીરજ આપી કે કોઈ પણ વાતે ગભરાતાં નહીં હું તમને આ બાબતનો પછીથી ખુલાસો કરીશ.

ચોથે દિવસ સવારના પોહોરમાં ફૂલને સારૂ માળીને હુકમ કરચો કે તેણે લાવીને બે ઘડીમાં ફૂલનો ઢગલો કરી દીધો. પછી દૂધ કઢાવી તેમાં સાકર તથા મશાલા નાખી જામદારખાના આગળથી દેઠ પૂજાના ઓરડા સુધી દૂધનાં કુડાં હાર બંધ ગોઠવાવી દીધાં, અને ગાલીચાની માફક સુંદર ફૂલો બીછાવ્યાં. પછી ઉપર સુગંધીદાર અતર તથા સુંદર ગુલાબ જળ છંટાવી શોભા કીધી અને હજારો પવિત્ર બ્રાહ્મણોને મંત્ર અનુષ્ઠાન કરવા સારૂ દેવાલયોમાં બેસારી દીધા અને લાખો ગાયો, અશ્વ તથા સુંદર હસ્તિઓનાં દાન કરચાં અને લાખ્ખો મણ અનાજ તથા વસ્ત્રો યાચકોને આપ્યાં. પછી પોતે ન્હાઈ ધોઈ પવિત્ર થઈ પોતાના ઈષ્ટદેવના તરફ એકાગ્ર ચિત્તથી ભક્તિ કરવા બેઠો.

હવે બરોબર સંધ્યાકાળનો સમય થયો કે લાગલો ફૂતકાર કરતો મોટો ફણીશ્વર નાગ નિસર્યો જેવો તે બહાર આવ્યો કે લાગલી દૂધનાં કુંડાં તરફ દ્દષ્ટિ પડી એટલે તેમાંથી અમૃત સમ દૂધ સારી પેઠે પીધું પછી સુગંધીદાર બીછાવેલા ફૂલોમાં પ્રીમળથી લોટી પડચો તે કેટલીક વાર સુધી ખસ્યોજ નહીં.

આ વિચિત્ર દેખાવ જોવાને ઘણા જણાએ પાસે ઉભા હતા પરંતુ બીછાવેલાં ફૂલ અને દૂધનાં કુંડાં શિવાય સર્પને કોઈ પણ મનુષ્યોએ દેખ્યો નહીં માત્ર ભોજરાજા એકલાએ જોયો. (લૌકિકમાં કહેવત ચાલેછે કે કાળને ફક્ત મરનારોજ મનુષ્ય દેખી શકે છે.) પછી કેટલીકવારે નાગ ચાલીને જ્યાંહા ભોજરાજા પૂજાના મંદીરમાં બેઠો હતો ત્યાં આવી

પૂગ્યો અને ફૂણા માંડીને બોલવા લાગ્યો કે હે મનુષ્ય ! હું તારો કાળ થઈને આવ્યો છું તો બોલ તારી શી મરજી છે ? ત્યારે ભોજે હાથ જોડી કહ્યું કે, હે નાગેન્દ્ર ! મારી મરજી શા કામની ? હું તો તમારા હુકમને તાબે છું. આવાં રાજાનાં નમ્રતા ભરેલાં વાક્યો સાંભળી સર્પ પ્રસન્ન થઈ બોલ્યો કે, તેં મારી આગતા સ્વાગતા સારી રીતે કરી તેથી તારૂં કાળ ચોઘડીયું ઈશ્વરેજ ચૂકાવ્યું છે માટે જે ઇચ્છા હોય તે વર માગ હું ખુશીથી આપીશ. ત્યારે રાજાએ કહ્યું કે હે પ્રભો ! આ સર્વ અલખત તમારીજ આપેલી છે એ ઘણી છે, તથાપિ આપ આગ્રહ કરીને આપવાની ઇચ્છા ધરાવો છો તો એટલુંજ માગું છઊં કે, મનુષ્યની બોલી તો હું સર્વ સમજી શકું છું પરંતુ કીડીથી કુંજર પર્યંત પ્રાણિમાત્રની બોલીનું મને જ્ઞાન થાય એ માગું છું; પછી નાગ બોલ્યો કે, અસ્તુ (થશે) એટલું કહી પોતે અંતર્ધાન થઈ ગયો.

આ વાતનો સાર એટલોજ લેવાનો છે કે, આપણો દુશ્મન હોય ને તે આપણે ઘેર આવ્યો તો તેની પણ નિષ્કપટપણે આગતા સ્વાગતા કરવી કે જેથી કોઈ દિવસ તે આપણા મિત્રની ગરજ સારે છે.

---

## લીલાવતીની તસવીર.

એક વખતે ભોજરાજા કાલિદાસ પંડિતને સાથે લઈ સહેલગા સારૂં નગરની બહાર નિકળી ગયા. ચાલતાં ચાલતાં અરણ્યમાં જઈ પોંહોચ્યા, ત્યાંહાં ખરા મધ્યાન્હ થવાથી રાજા તૃષાતુર થયો તેથી પાણીની શોધ કરતા કરતા એક કુવાના પનઘટ ઉપર જઈને બેઠા. ત્યાં ભોજરાજાએ કાલિદાસને કહ્યું કે, પાણીની તૃષા લાગી છે પણ મારે હંમેશાનો એવો નિયમ છે કે લીલાવતીનું મુખાવલોકન કરીને પાણી પીવું; માટે અહિંયા મારે શું કરવું ? મારૂં વ્રત્ત કાયમ રહે, અને તૃષા મટે એવો કાંઈ ઉપાય શોધી કહાડો. ત્યારે કાલિદાસે કહ્યું કે, જો લીલાવતીની છબી (તસવીર) તમારી પાસે હોય તો તેને જોઈ પાણી પીશો તો તમને દોષ નહીં બેસતાં વ્રત કાયમ રહેશે અને પાણી પીવાશે, પરંતુ રાજાએ કહ્યું કે, તસવીર પણ નથી. પછી કાલિદાસને

કહ્યું કે, તમોને તસવીર ચીતરતા આવડતી હોય તો ચીતરી દેખાડો. કાલિદાસ અને ભોજરાજાને ખરા અંતઃકરણની પ્રીતિ તેથી ઘણી વખતે રાજા અંતઃપુરમાં પણ તેડી ગએલો તેથી લીલાવતીની તસવીર કાલિદાસના હૃદયમાં છવાઈ રહેલી હતીજ, તેથી તેણે લીલાવતીની આબેહુબ તસવીર ચીતરી. કાલિદાસ દેવીનો ઉપાસિક હતો, અને તેને કાલી પ્રસન્ન હતી તેથી ચિત્ર તૈયાર થયા બાદ સ્તુતિ કરવા લાગ્યો કે, હે જગદંબ! હે જગતને સરજનારી વિશ્વેશ્વરી! આ લીલાવતીના ચિત્રમાં કંઈ પણ ખામી રહી હોય તો તે પૂર્ણ કરવાને મને સહાયભૂત થા. એ પ્રમાણે બોલી કલમ શાહીમાં બોળી કાગળ ઉપર અધ્ધર ઝાલી રહ્યો; એટલે તુર્ત તેના ગુહ્ય સ્થાન પર (ઝાંગને વિષે) એક લાખાનું ચીન્હ હતું તે જગાપર શાહીનું બીંદુ પડ્યું. જેથી કાલિદાસે જાણ્યું કે, એને એ ઠેકાણે લાખું હશે, તેથી અહીં ચિન્હ થયું. પછી ભોજરાજાને તે તસવીર દેખાડી, ભોજરાજાએ લીલાવતી પ્રત્યક્ષ જાણે તાદૃશ સન્મુખ ઉભીજ ન હોય એવી દેખી; તો પણ તેણે કાલિદાસને કહ્યું કે, આ તસવીર બરોબર થઈ નથી બીજી કહાડો, એમ કહી ફાડી નાખી. ફરી બીજી વખત કઢાવી તે પણ તેનાજ જેવી બની, એ રીતે પાંચ સાત વાર કઢાવી કાગળ ફાડી નાખી ફરી ફરી કઢાવી, પછી એકજ સરખી જોઈ ભોજરાજાના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે, વખતે કાલિદાસને અને મારે સ્નેહ પ્રીતિ અતિશય છે તેથી લીલાવતીના મુખનો ચેહેરો તો તેણે દીઠો હશે પરંતુ આ ગુપ્ત જગા પર જે લાખાની નિશાની છે તે એના દેખવામાં શી રીતે આવી? માટે જરૂર આ કાલિદાસ અને લીલાવતી એ બન્નેમાં અંતઃકરણની પ્રીતિ હોવી જોઈએ.

આ વાત ભોજરાજાએ પોતાના પેટમાં રાખી પાણી પીને કેટલીક વારે ફરતા ફરતા પોતપોતાને ઘેર આવ્યા. ભોજરાજા મનમાં ચિંતા કરતો અને વિમાસતો દિવસે દિવસે સુકાવા લાગ્યો પણ કાલિદાસના ઉપર દુષણ મૂકવાને કાંઈ પણ સાધન જડ્યું નહીં. (પરંતુ ઈશ્વરને કર્તવ્ય વસ્તુ છે તે કોઈથી મિથ્યા થતી નથી.)

## બે બ્રાહ્મણોમાં અરસપરસ થએલી વાત.

કોઈ એક પ્રવાસી બ્રાહ્મણ પોતાના ઉદ્યોગાર્થે બીજા દેશાવર ખાતે જતો હતો, ચાલતાં ચાલતાં થાકી ગયો અને લગભગ સંધ્યાકાળનો સમય પણ થવા આવેલો તેથી એક ગામના સરોવરના તટઉપર જઈને બેઠો. એટલામાં તેની પાસે તે ગામનો રહેવાસી એક બીજો બ્રાહ્મણ જઈને ઉભો રહ્યો, તેને પેલા પ્રવાસી બ્રાહ્મણે નિચે પ્રમાણે પ્રશ્ન પુછયા.

પ્રશ્ન—**विप्रास्मिन्नगरेमहान्कथयतां ?**—હે બ્રાહ્મણ ! આ નગરીમાં કોઈ મોટો છે ?

ઉત્તર—**तालद्रुमाणांगण:**—તાડનાં વૃક્ષ સર્વથી મોટાં છે.

પ્રશ્ન—**कोदाता ?**—અહિયાં કોઈ દાતા છે ?

ઉત્તર—**रजकोददातिवसनंप्रातर्गृहित्वानिशि**—ધોબી છે, કેમકે તે પ્રાતઃકાળે વસ્ત્રો લઈ જાય છે અને સંધ્યાકાળે ધોઈને પાછાં ઘેર આવીને આપી જાય છે.

પ્રશ્ન—**कोदक्ष:**—અહિયાં કોઈ દક્ષ છે ?

ઉત્તર—**परदारवित्तहरणेसर्वोपिदक्षोजन:**—બીજાની સ્ત્રી અને પારકા દ્રવ્યનું હરણ કરવામાં સર્વે દક્ષ છે.

પ્રશ્ન—**कस्माज्जीवसिहेसखे ?**—હે મિત્ર ત્યારે અહીંયાં તું શી રીતે જીવી શકે છે.

ઉત્તર—**विषकृमिन्यायेनजीवाम्यहं**—જેવી રીતે વિષથી ઉત્પન્ન થએલો કીડો વિષમાં જીવે છે તેવી રીતે આ ઠેકાણે હું રહીને ગુજારો કરૂં છું.

ઉપરના પ્રશ્નોત્તરનો આખો શ્લોક.

**विप्रास्मिन्नगरेमहान्कथयतां ? तालद्रुमाणांगण: ।**
**कोदाता रजकोददातिवसनंप्रातर्गृहित्वानिशि ॥**
**कोदक्ष: परदारवित्तहरणेसर्वोपिदक्षोजन: ।**
**कस्माज्जीवसिहेसखे ? विषकृमिन्यायेनजीवाम्यहं ॥ २२ ॥**

ભાવાર્થ—હે બ્રાહ્મણ! આ નગરમાં કોઈ મોટો છે? તાડનાં વૃક્ષ સર્વથી મોટાં છે; અહિયાં કોઈ દાતા છે? ધોબી છે, કેમકે તે પ્રાતઃકાળે વસ્ત્રો લઈ જાય છે અને સંધ્યાકાળે ધોઈને પાછાં ઘેર આવી આપી જાય છે; કોઈ દક્ષ છે? બીજાની સ્ત્રી અને પારકા દ્રવ્યનું હરણ કરવામાં સર્વેજણા દક્ષ છે; ત્યારે હે મિત્ર! અહિયાં તું શી રીતે જીવી શકે છે? જેવી રીતે વિષથી ઉત્પન્ન થએલો કીડો વિષમાં જીવે છે તેવી રીતે આ ઠેકાણે રહીને મારૂં ગુજરાન ચલાવું છું.

આ પ્રકારની બ્રાહ્મણના મુખની હકિકત સાંભળી તે પ્રવાસી બ્રાહ્મણે પોતાના મનથી આ નગરમાં મારૂં ગુજરાન ચાલવાનું નથી એમ ઠરાવ કરી ત્યાંહુંથી ચાલતો થયો.

---

## ગાય અને ઘોડીનાં બચ્ચાંની વાત.

એક દિવસ રાજા ભોજ પોતાના મેહેલની અગાશી ઉપર હવા ખાવાને બેઠેલો હતો તે સમયે પોતે મનમાં એવો ઠરાવ કરચો કે, કાલિદાસ પંડિતની ચતુરાઈવિષે પરિક્ષા કરી કોઈને કોઈ પ્રકારે એને તેજોવધ કરવો, એમ નક્કી કરી બીજે દિવસે કાલિદાસને સાથે લઈ ફરવા જવાના નિમિત્તે બહાર નીકળ્યા. પછી તે જ્યાંહા પોતાના ઘોડા તથા ગાયો બાંધવાની જગ્યા હતી તે ઠેકાણે આવ્યા; ત્યાંહા ભોજરાજાએ એક ઘોડી અને એક ગાયના તરફ આંગળી કરી કાલિદાસને પુછ્યું કે, આ બે જાનવરોના પેટમાં ગર્ભ છે કે નહીં? અને છે તો તેઓને શું અવતરશે?

ત્યારે કાલિદાસ બોલ્યા હે રાજન્! આ ગાયને તથા ઘોડીને એકે કાળે ગર્ભ રહેલા છે. અને એ બંનેને એકે કાળે પ્રસવ થશે. તેમાં આ ઘોડીને વછેરો અને ગાયને વાછડો અવતરશે એમાં સંદેહ નહીં. પછી ભોજરાજાયે એકાંતમાં ચાકરોને બોલાવી છુપી રીતે કહી રાખ્યું કે, જે વખતે ગાયને તથા ઘોડીને પ્રસવ થાય તેજ વખતે તેનાં બચ્ચાંને અદલ બદલ (ગાયનું બચ્ચુ ઘોડી પાસે અને ઘોડીનું બચ્ચુ ગાયની

પાસે) મૂકી દઈ અમોને ખબર કહેવા આવજે. આ રીતનો પ્રપંચ રચી પોતે પોતાને ઘેર ગયા. કેટલેક દિવસે તે ગાય અને ઘોડીને પ્રસવ થયા. તેમાં ગાયને વાછડો અને ઘોડીને વછેરો અવતરયો. પરંતુ રાજા ભોજના સંકેત પ્રમાણે ચાકરે ઘોડીનો પ્રસવ ગાયના આગળ અને ગાયનો પ્રસવ ઘોડીના આગળ મૂકી દીધો; અને રાજાને જઈ જાહેર કર્યું. એટલે રાજા કાલિદાસને લઈ ત્યાંહાં આવ્યા તો ગાયને વછેરો અને ઘોડીને વાછડો અવતરેલો જોયો. તેથી રાજાએ કાલિદાસને પુછયું કે આ શો ચમત્કાર ! ત્યારે કાલિદાસે પેલા વછેરાને તથા વાછડાને છૂટા મૂકવાને ફરમાવ્યું, તો વાછડો ઘોડીને તથા વછેરો ગાયને ધાવવા મંડી ગયો. આ કૈતુકથી કાલિદાસ વિસ્મિત થયો અને એ કેમ થયું તેનો ઉત્તર આપવો તે વખતે સુજ્યો નહીં. પછી ભોજરાજાયે એનો ખુલાસો માગ્યો, ત્યારે તેણે એકમાસની મુદત માગી, કે હે નરેન્દ્ર! એનો ખુલાસો એક માસે ખચીત કરીશ. પછી રાજા મહેલમાં ગયો અને કાલિદાસ પોતાને ઘેર ગયો.

જમવાનો વખત થયો તે વેળાએ તેની પુત્રી પ્રભાવતી પોતાના પિતા કાલિદાસને તેડવાને આવી તો પિતાનો ચેહેરો છેક ઉદાસ દેખવામાં આવ્યો તે જોઈ પિતાને પુછે છે કે હે પિતા ! આજે તમે શોકાગ્ર વૃત્તિથી શૂન્ય મુન્ય કેમ બેઠા છો ! એનો ખુલાસો યથાસ્થિત મારા આગળ કરો.

કાલિદાસ બોલ્યા. હે બેહેન ! એનો ખુલાસો તારા આગળ કરવાથી કંઈ શોક દૂર થઈ શકે એમ નથી, તથાપિ તું ડાહી અને શાહાણી છું તેથી તારા આગળ કરૂં છું. એમ કહી પ્રભાવતીના આગળ ગાય અને ઘોડીના પ્રસુતવિષેની વાત કહી સંભળાવી. એટલે પ્રભાવતી બોલી, કે હે પિતા ! એ વાત બનવી કેવળ અશક્યછે અને એમાં ભોજરાજાનું રચેલું કાપટય છે એમાં કંઈ શક નથી. તો ખેર. એ વિષેની તમો ચીંતાને ત્યાગ કરો અને જમવા ઉઠો. એનો ખુલાસો હું પોતે કરીશ. આવતી કાલે તમો જયારે સભાકચેરીમાં જાઓ અને તમોને રાજા તેવિષે પુછે, ત્યારે કહેવું જે હે રાજા !

એનો ખુલાસો મારી પુત્રીનો પોપટ છે તે આજથી ચોથે દિવસે કરશે એવું કેહેજો, પછી મને બોલાવશો ત્યારે મારા પોપટને સાથે લઈ જઈ તેનો ખુલાસો એક ક્ષણવારમાં કરી આપીશ.

બીજે દિવસે કાલિદાસ કચેરીમાં ગયો ત્યારે રાજાએ પુછ્યું કે, હે કવિ! હવે પેલો ખુલાસો ક્યારે કરશો? ત્યારે કાલિદાસે કહ્યું કે એનો ખુલાસો હું શું કરૂં, એનો ખુલાસો મારી પુત્રીનો પોપટ આજથી ચોથે દિવસે કરી આપશે.

અહીયાં પ્રભાવતીયે પોતાના પોપટની પાંખો અરધી કાતરી નાખી, અને દવથી બળી ગએલા જેવું રૂપ જણાવવાને તેવો ધૂમ્ર વર્ણો રંગ એના અંગપર લગાડી દીધો, અને આંખો રંગીને લાલ બનાવી સર્વ સાધન તૈયાર કરી રાખ્યાં.

પછી ચોથે દિવસે પ્રભાતમાં રાજા ન્હાઈ ધોઈ પોતાનું નિત્ય કર્મ કરી કચેરીમાં આવ્યો અને કાલિદાસની પુત્રીને બોલાવા સારૂ સુખપાલ મોકલી. પ્રભાવતીયે પોતાનાં વસ્ત્રાભૂષણ ધારણ કરી પોપટના પાંજરા સમેત સુખપાલમાં બેશી કચેરીમાં આવી. તેને જોઈ રાજાયે તેને તથા તેના પોપટને સન્માન આપી બેસાર્યાં. પછી રાજા પોપટ પ્રત્યે વાર્તા પુછે છે કે:—

**पक्षिमध्येशुकंश्रेष्ठं, वार्तापृच्छतिभूपतिः ॥**
**नीलकंठोरक्तचंचुः, किमर्थंकृष्णदर्शनः ॥ २१३ ॥**

ભાવાર્થ—હે પક્ષિઓમાં શ્રેષ્ઠ પોપટ! તારો કંઠ લીલો અને ચાંચ લાલ છે છતાં તારો કાળો વર્ણ કેમ થઈ ગયો છે? ત્યારે પોપટ બોલ્યો કે હે રાજન્!:—

**निवासःसागरामध्ये, अग्निज्वालाप्रवर्त्तते ॥**
**दग्धानिममगात्राणि, तदर्थंकृष्णदर्शनः ॥ २१४ ॥**

ભાવાર્થ—સમુદ્રના મધ્ય ભાગમાં મારૂં રેહેઠાણ છે, ત્યાં એક સમે મોટો અગ્નિ પ્રદિપ્ત થયો; તેની જ્વાલા લાગવાથી મારૂં આ અંગ

બળી ગયું તે કારણથી મારા શરીરનો રંગ કાળો દેખાય છે. ત્યારે રાજા બોલ્યો કેઃ—

**रेरेपक्षिन्दुराचारिन्, अनृतंकिमुभाषसे ॥**
**समुद्रेचकुतोवह्निः कुतोज्वालाप्रवर्त्तते ॥ २१५ ॥**

ભાવાર્થ—હે દુરાચારી પક્ષી જૂઠૂં ભાષણ કેમ કરે છે? સમુદ્ર વચ્ચે આગ શી રીતે લાગી અને જ્વાળા કેવી રીતે ફેલાઈ? ત્યારે પોપટ બોલ્યો કે, હે રાજન્!:—

**अश्विनीजातकोवत्सः, कामधेनोस्तुरंगमाः ॥**
**दहंतिममगात्राणि, यथाराजातथाप्रजा ॥ २१६ ॥**

ભાવાર્થ—ઘોડીએ વાછડો અને ગાયે વછેરો જેવી રીતે જણ્યો તેવી રીતે મારૂં શરીર પણ દહન થયું. માટે જેવો રાજા તેવી પ્રજા સમજવી.

આ પ્રકારનો પોપટ તરફનો પ્રત્યુત્તર શ્રવણ કરી ભોજરાજા ઘણો ખુશી થયો અને કાલિદાસ પંડિતની દીકરી પ્રભાવતીને સુંદર હીરાનો હાર બક્ષિસ કર્યો; અને પોપટને ઘણું માન આપ્યું.

---

## વામદેવ અને રૂપદેવની વાત.

કનકાવતી નગરીમાં ચંદ્રશર્મા અને કૃષ્ણશર્મા નામના બે બ્રાહ્મણો રહેતા હતા, તે ઘરના ઘણા ગરીબ તેથી ભિક્ષાવૃત્તિ કરી પોતાના ઘરનું ગુજરાન ચલાવતા. એક દિવસે ચંદ્રશર્માને કૃષ્ણશર્માયે કહ્યું કે, હે મિત્ર! આપણે વિદ્યાહીણ તેથી આપણી આખી ઉમ્મર ભિક્ષાવૃત્તિમાં ગુમાવી પણ બાયડી છોકરાં પેટ ભરીને અન્ન વસ્ત્ર પામ્યાં નહીં તો ધનની તો આશાજ ક્યાંથી? એવા આપણે માબાપોને પેટે દુર્ભાગી પેદા થયા. દુઃખે પાપે આપણે તો આપણી જીંદગી પૂરી કરી શું, પરંતુ આપણી પાછળ જે પ્રજા છે (ચંદ્રશર્માને એક છોકરો અને બે છોકરિઓ છે અને કૃષ્ણશર્માને એક છોકરો ને ત્રણ છોક-

રીઓ છે) તે પોતાનું ભરણ પોષણ શી રીતે ન ભાવી શકશે ? આપણે ફરતાં ગામડાંમાં બબ્બે ત્રણત્રણ ગાઉ રખડી, ચપટીચપટી કરતાં ભેગું કરીએ છિએ તો માંણ પાંચ શેર અન્ન થાય છે તો આપણાં છોકરાંને કોણ ભીખ આપનારૂં છે ? માટે છોકરાઓનો આપણ હૈયાત છતાં સ્વાર્થ બગાડીશું તો ખચીત ઈશ્વરના ગુન્હેગાર થઈશું. કહ્યુંછે કે,

**माताशत्रुपितावैरी, येनबालोनपाठित: ॥**
**नशोभतेसभामध्ये, हंसमध्येबकोयथा ॥ २१७ ॥**

ભાવાર્થ—જે માતુપિતા પોતાના પુત્રને શિખવતાં નથી, તે તેનાં ખરાં શત્રુ છે. અને એવા અભણ પુરૂષો જેમ હંસના ટોળામાં બગલાં શોભતાં નથી તેમ તે સભામાં શોભતા નથી. માટે:—

એ છોકરાઓને વિદ્યાભ્યાસ સારૂ પ્રદેશમાં કાહાડયા શિવાય કદી તે સુધરવાના નથી વાસ્તે તમારો શો અભિપ્રાય છે ?

ત્યારે ચંદ્રશર્મા બોલ્યો કે, હે કૃષ્ણશર્મા ! તમારૂં બોલવું મારા ધ્યાનમાં સંપૂર્ણ ઉતરી ગયું, પરંતુ આપણાં બન્નેનાં મ્હોં જોયાં (છાતી આગળથી કદી દૂર નહી કહાડેલાં) છોકરાં છે, તેથી પ્રદેશમાં કહાડીયે તો ત્યાં તેમનું રક્ષણ કોણ કરે ? ત્યારે:—

કૃષ્ણશર્મા બોલ્યો કે, હે ભાઈ ! માતાના ઉદરમાં કે જ્યાં નાં'ના મો'ટા અસંખ્યાત કૃમી રહેલા છે તેના મધ્ય ભાગમાં ગર્ભસ્થાનને વિષે થોડા દિવસ નહી પણ દસમાસ પર્યંત ભૂખ, તરસ તથા ભયથી કોણે રક્ષણ કરેલું ? માટે એ સ્થળે જેણે રક્ષણ કર્યું તેજ અખંડાનંદ ચિદાનંદ જે સર્વ જગતનો નિયંતા સચરાચર બ્રહ્માંડમાં પ્રાણિમાત્રનું રક્ષણ કરે છે તેજ આપણા છોકરાઓનું પણ રક્ષણ કરશે.

"પછી બન્નો જણાએ એકમત થઈ કૃષ્ણશર્માએ પોતાના દીકરા રૂપદેવને તથા ચંદ્રશર્માએ વામદેવને પાસે બોલાવ્યા; અને ઘણા પ્યારથી શિખામણ દેવા લાગ્યા કે, હે દીકરાઓ ! આપણા ઘરની ઘણીજ દુર્બળ અવસ્થા છે એ તમારૂં કાંઈ અજાણ્યું નથી, અમો નાહાનપણથી અભણ રહ્યા તેથી તાપ, તડકો, વરસાદ, તથા શિયા-

ળાની કડકડતી ટાઢ સહન કરી રખડી રઝળી માંગુ તમારૂં પેટ ભરાય તેટલું અન્ન પેદા કરીએ છીએ, પરંતુ ખપજોગ તનપર વસ્ત્રાદિ પણ પુરાં પાડી શકતા નથી. એવા અમો હતભાગ્ય છૈયે. માટે ન્હે દીકરાઓ ! આજ તમારી ભણવાની અવસ્થા છે જો બે અક્ષરનું તમોને જ્ઞાન હશે તો કોઈ રસ્તે જતો મનુષ્ય પણ તમારો ભાવ પુછશે; નહીં તો કોઈ બારણે બાંધનાર નથી. કેમકે હવે ભીખમાં મુદ્દલ ભલીવાર નથી, માટે અમારો એવો ઈરાદો છે કે, જેવી રીતે અમો બન્નેજણા નાતીલા છતાં સગા ભાઈ કરતાં વધારે પ્રીતિ રાખિયે છિએ તેવી રીતે તમો હળી મળી પ્રીતિ ભાવથી વર્તી વિદ્યાભ્યાસ કરશો તો આપણા ઘરનું દારિદ્ર દૂર થઈ કોઈક દિવસ પણ ઘરની સ્થિતિ બદલાશે, માટે તમારી શી વૃત્તિ છે તે યથાર્થ કહો. વળી માબાપ તો જન્મ આપી દૂર રહે છે પણ કર્મ આપી શકતાં નથી તથાપિ અમારો તમને કહેવાનો ધર્મ છે તેથી કહીયે છૈયે."

આવાં કરૂણાજનક પોતપોતાના પિતાનાં હીતનાં વચનો તે છોકરાઓના અંતઃકરણમાં વસી ગયાં અને કહેવા લાગ્યા કે, પિતાજી ! તમો રસ્તાનું ખાવાનું ભાતું અમોને કરી આપો અમે ખુશીથી ભણવા જઈશું. ખરે ખરે બાપાજી ! તમો વાસ્તવિક કહો છો કેમકે, વગર ભણેલા મૂર્ખ તેનું જીવતર આ દુનિયાંમાં વૃથા છે. પછી તેમનાં માબાપોએ ભાતું કરી આપ્યું અને આશીશ દઈ પોતાના પ્રાણવલ્લભ દીકરાઓને વિદાય કરયા.

વામદેવ અને રૂપદેવ બન્નો છોકરાઓ મજલ દરમજલ ખેડ ખેડ કરતાં ચંદ્રાવતી નગરીને વિષે આવી પોંહોંચ્યા. ત્યાં તે, તે દિવસે તો ધર્મશાળામાં ઉતરયા, અને ગામમાં રાજાનું અન્નછત્ર (સદાવ્રત) હશે ત્યાંથી અન્ન લાવી રસોઈ પાણી કરી ખાઈને રાત્રી ગુજારી. પછી બીજે દિવસે બન્નો ખોળતા ખોળતા એક મોટી વિદ્યાર્થિઓની પાઠશાળા હતી ત્યાં જઈ પોંહોંચ્યા. અને જ્યાં સર્વે વિદ્યાર્થિઓને શિખવનાર શિક્ષા ગુરૂ બેઠા હતા ત્યાં જઈ બન્નોજણા તેમને ચરણે નમી પોતાની તમામ

હકિકત અહિયાં આવવાની વિદિત કરી. ગુરૂએ ઘણીજ પ્રસન્નતાથી રહેવાનું સ્થાન આપ્યું અને તેમને ભણાવવાનું શરૂ કીધું.

રૂપદેવ ઘણો ચાલાક અને મહેનતુ છોકરો તેથી વર્ષ દોઢ વર્ષમાં વ્યાકરણુ, ન્યાય, કાવ્યશાસ્ત્ર અને અષ્ટાદશ પુરાણોનો પાઠિક થયો. અને વામદેવ આળસું, રમતિયાળ અને કેટલાએક નઠારા વિદ્યાર્થિઓની સોબતમાં ખોટે માર્ગે ચઢી ગયો તેથી કેવળ અભણુ રહ્યો. રૂપદેવ ઘણે ઘણે પ્રકારે બોધ આપે પરંતુ એને કંઈ પણ અસર લાગી નહીં.

કોઈ એક સમયે એજ નગરીના રાજાને ઘેર તેની એકની એક પ્રાણવલ્લભ રાજકન્યા સાથે વિલાસવતી નગરીનો રાજકુમાર પરણવા સારૂ આવેલો તેથી દેશ પ્રદેશના બીજા રાજવંશિયો, વેપારીયો તથા અમીર ઉમરાવોનો ભારે મેળાવડો મળ્યો હતો. એ માંગલિક અવસરમાં ચંદ્રાવતીના રાજાએ પોતાની નગરીના મોટા મોટા પંડિતોની સભા કરી હતી. એ સભામાં કેટલાક કાશીના અને અન્ય દેશાવરના પણ પંડિતોને તેડયા હતા. એ બન્ને પક્ષમાં અનેક પ્રકારના શાસ્ત્ર સંબંધી વાદવિવાદ ચાલ્યા તેમાં રૂપદેવ કે, જે ફક્ત પંદર સોળ વર્ષની ઉમ્મરનો બેઠો હતો તે સર્વ પંડિતોકરતાં શાસ્ત્રાર્થમાં ભાષણુ આપવામાં તથા સામા પક્ષવાળાના સવાલોને ખંડન કરવામાં તથા સઘળાઓની તકરારનું સમાધાન કરવામાં સરસ ઉતરચો. આ ઉપરથી લગ્નમાં આવેલા વર તરફના તથા કન્યા તરફના રાજાઓ તથા અમીર ઉમરાવોએ હજારો રૂપૈયાનો સરપાવ આપવા માંડચો તે પ્રસંગે રૂપદેવે સર્વ સભાની મધ્યમાં રાજાઓને કહ્યું કે, હે રાજેન્દ્ર! મને હજારો પંડિતો તથા રાજવંશીઓમાં જે આપ માન આપો છો તે આ મારા ગુરૂનો પ્રતાપ છે, માટે આ સરપાવ તેમને આપો એટલે મને લક્ષ રૂપૈયા પોંહોંચ્યા. આ થકી ગુરૂને પણ ઘણું માન આપી સારો સરપાવ કરચો, અને રૂપદેવને પણ હજારો રૂપૈયાનો સરપાવ આપ્યો ઉપરાંત ચંદ્રાવતીના રાજાએ તે રૂપદેવને દસ હજાર રૂપૈયાનો હીરાનો હાર પેહેરાવ્યો અને બીજા પંડિતોને પણ સારી દક્ષણા કરી સભા વિસર્જન કરી.

બીજે દિવસે રૂપદેવે સવારમાં ગયા દિવસની રાત્રે પંડિતોની સભામાંથી જે જે બક્ષીસ મળેલી તે સઘળી પોતાના ગુરૂજીને આપવા માંડી પરંતુ તેમણે નહી લેતાં પોતાની તરફથી પણ સારો સત્કાર કરચો.

ત્યારપછી પાંચ સાત દિવસે રૂપદેવ પોતાના ગુરૂનો આશીર્વાદ પામી તેમની રજા લઈ પોતાની જન્મભૂમિમાં જવાને તૈયાર થયો. ત્યારે પોતાનીસાથે તેડી આણેલો જે વામદેવ તેની શોધ કરી તેને પોતાને વતન તેડી જવાને હકિકત જણાવી. પણ પોતે દુર્દૈવ (પાસે એક કોડી સરખી પણ નહી) તેથી દલગીરી બતલાવી. પછી રૂપદેવે તેના પર કૃપાળુ દૃષ્ટિ કરી રૂપૈયા પાંચસો બક્ષીસ આપ્યા અને બન્નો પોતાને દેશ જવાને નીસરચા.

મજલ દરમજલ ચાલતાં એક નિર્જન અરણ્યમાં જઈ પોહોંચ્યા, ત્યાં પાણીની તરસ લાગવાથી વાવડી ઉપર ગયા અને પાણી પીને થોડી વાર વિસામો ખાવાને એક ઝાડની શીતળ છાયા તળે બેઠા; ત્યાં રૂપદેવ નિદ્રાવશ થવાથી ઊંઘી ગયો, એટલે વામદેવે વિચાર કર્યો કે, આ લાખો રૂપૈયાની મિલ્કત લઈને જાય છે માટે એને જો મારી નાખું તો એ સર્વ મિલ્કતનો માલીક થાઉં. એ ઈરાદો કરી વામદેવે પોતાની પાસે એક છરી હતી તે કાહાડી, અને રૂપદેવની છાતીઉપર ચઢી બેઠો. પછી જેવો મારવા જાય છે તેવો બૂમ પાડી ઉઠચો, અને નમ્રતાથી કહેવા લાગ્યો કે હે ભાઇ ! મને શામાટે મારી નાખે છે ? જો હજુ તને વધારે ધન જોઈએ તો આપું; અથવા સર્વ આપું પણ મારા પ્રાણનો ઘાત ના કરીશ. પરંતુ વામદેવ ક્રોધથી અગ્નિવત તપી રહેલો તેથી તેણે ન માનતાં એક બે છરીના ઘા કરચા; ત્યારે પેલા ગરીબ બિચારા રૂપદેવે ઘાયલ શરીરથી તેને કહ્યું કે, ભાઈ! હવે તારી મરજી પ્રમાણે કર, પણ એક કાગળના કટકા ઉપર ચાર અક્ષર લખી આપું એટલી મારા બાપને ખબર પોંચાડીશ તો મારો જીવ સદ્‌ગતીને પામશે; વળી તે મારા હાથ દસ્કત દેખીને રાજી થશે અને જાણશે કે કુશળ છે તેથી થોડે દિવસે આવશે. અને તારાવિષે અંદેશો આવશે નહીં જો આ વાત ધ્યાનમાં આવતી હોય તો લખી આપું. પછી તેણે હા કહ્યાથી કાગળના કુ-

કડા ઉપર **વા. ક. ઘો. લ.** આ ચાર અક્ષર લખી આપ્યા. પછી પેલો બિચારો રૂપદેવ તેને પેલા ઘાતકી વામદેવે મારી નાખ્યો. અને એક ઝાડ નીચે સારો ઊંડો ખાડો ખોદી તેમાં દાટી તેનો તથા પોતાનો સરસામાન દરદાગીના સમેટી પોતાને વતન આવ્યો. પૈસા આવ્યાથી તથા મોટા ઠાઠમાટથી તેનાં માવિતર તથા પડોશી ખબર અંતર પુછવા લાગ્યાં, એટલામાં રૂપદેવના બાપ કૃષ્ણશર્માને ખબર થતાં તે તથા તેની સ્ત્રી વિગેરે પોતાના દીકરાની ખબર પુછવા આવ્યાં. તેમણે પ્રથમ તેની ખબર પુછી, પછી પોતાના રૂપદેવવિષેની ખબર પુછવા માંડી કે હે ભાઈ! અમારો રૂપદેવ ક્યાંહાં છે અને એને ક્યાંહાં મૂક્યો? ત્યારે તેણે કહ્યું કે એ તો નઠારા લોકોની સોબતમાં પડ્યો છે, એને મારી સાથે તેડી લાવવાને ઘણું સમજાવ્યું પણ હાલમાં નહી આવું એમ કહ્યાથી સેવટ એને મૂકીને આવ્યો. ત્યારે વ્યાકુલ દીલથી ફરીને પુછ્યું કે, કાંઈ કાગળ પત્ર આપ્યો છે? ત્યારે તેણે તેનો લખી આપેલો એક કાગળનો કટકો આપ્યો અને કહ્યું કે આ ચાર અક્ષર લખી આપ્યા છે તે લ્યો; પછી કાગળ લઈ કૃષ્ણશર્મા તથા તેની સ્ત્રી બન્નો ઘેર ગયાં.

એમાં શું લખ્યું છે તે સાંભળવાને આતુર એવાં તે સ્ત્રી પુરૂષ કોઈ ભણેલો શાણો મનુષ્ય હશે તેની પાસે ગયાં; અને કાગળનો કટકો દેખાડ્યો પરંતુ તે માણસે ફક્ત જે અક્ષરો એ કાગળમાં લખ્યા હતા તેજ વાંચી સંભળાવ્યા પણ તેઓ કંઈ સમજ્યાં નહીં, તેથી તેજ પુરૂષને એ વિષેનો વધારે ખુલાસો મેળવવાને શો ઉપાય કરવો તેનો કાંઈ રસ્તો દેખાડશો તો મોટો ઉપકાર થશે એવી અર્જ કરી. ત્યારે તેણે કહ્યું કે, ધારા નગરીમાં ભોજરાજાની કચેરીમાં ચોદસો પંડિતો છે તે ઠેકાણે આ તમારા કાગળનો ખુલાસો કરી આપશે માટે તમે ત્યાંહાં જાઓ; પછી કૃષ્ણશર્મા ધારાનગરીમાં જઈ ભોજરાજાની કચેરીમાં કાગળ આપ્યો. રાજાએ તેજ વખતે એ કાગળનો ખુલાસો કરી આપવા પંડિતોને ભલામણ કરી; ચોદસો પંડિતોએ એક પછી એક એ રીતે સર્વેજણાએ તે વાંચી જોયો પણ **વા. ક. ઘો. લ.** એ અક્ષરોનો

ખુલાસો થઈ શક્યો નહીં. પછી કાલિદાસ પંડિતે એ કાગળ હાથમાં લઈ ઘણીજ બારીકીથી પોતાની અક્કલ પોહોંચાડી રાજાને તથા તેનાં માબાપને કહ્યું કે, આ લખનાર મહાચતુર પુરૂષ હોવો જોઈએ એમાં કઈ શક નહીં. એમ કહી સર્વ સભામધ્યે તેનો આ રીતે ખુલાસો કર્યો કે, હે બ્રાહ્મણ! પ્રથમ 'वा' અક્ષર લખ્યો છે એ ઉપરથી **वामदेवेनमित्रेण** એટલે વામદેવે પોતાના મિત્ર, બીજો અક્ષર 'रू' એ ઉપરથી **रूपदेवंवनान्तरे** એટલે રૂપદેવને વનને વિષે, ત્રીજો અક્ષર "घो" એ ઉપરથી **घोरनिद्रांतरेप्राप्ते** એટલે ઘોર નિદ્રામાં સુતેલો તે વખતે, ચોથો અક્ષર "ल" એ ઉપરથી **लक्षलोभेनमारीतं** એટલે લાખ રૂપૈયાના લોભને વાસ્તે મારી નાખ્યો. આ રીતનો ખુલાસો કર્યો; કે તુરત તે કૃષ્ણશર્મા બ્રાહ્મણ તથા તેની સ્ત્રી અચેત થઈ મૂર્છાગત ભૂમિપર પડ્યાં. તેમને આસવાસનાથી સાવધ કરી તેની ખાત્રી થવાસારૂ રાજાએ પ્રથમથી હકિકત પુછી જોઈ તો કાલિદાસનો કહેવાનો ભાવાર્થ બરોબર મળતો આવ્યો, કેમકે એનો સોબતી જે વામદેવ તે વગર બીજો કોઈ હતોજ નહીં. પછી ભોજરાજાએ એ મારનાર ગુન્હેગારને પકડીને ખાતરી કરવા સાથે માણસો મોકલ્યાં. તેમણે કનકાવતી નગરી આવી એકદમ વામદેવને પકડ્યો અને તેની રૂપદેવ બાબતની જુબાની લીધી તેમાં તે સપડાયો. અને પોતાનાં કરેલાં કાળાં કૃત્યો ભોજરાજાના કારભારી આગળ કબુલ કીધાં. પછી અરણ્યમાં તે રૂપદેવને મારીને જ્યાં દાટ્યો હતો તે ઠેકાણું જોઈ આવી ફેર એ શબને અગ્નિ સંસ્કાર કરી ઘેર આવ્યા; પછી તે દુષ્ટ ઘોર કર્મ કરનાર વામદેવની તમામ મિલ્કત રૂપદેવના બાપ કૃષ્ણશર્માને સ્વાધીન કરી કેટલોક બોધ આપી તેના મનનું પુત્ર શોકથી શાંત્વન કર્યું. અને પેલા દુષ્ટ કર્મ કરનાર વામદેવને દેહાંત દંડની શિક્ષા કરી.

આ વાત ઉપરથી સારાંશ એટલોજ લેવાનો છે કે, આપણી પાસે કાંઈ પણ કિમતી જોખમ હોય તો બે ચાર પાંચ સારાં મનુષ્યની સોબત કરી પ્રદેશમાં અથવા બહાર નિકળવું, કેમકે એ જર કોઈ દિવસ જીવનું જોખમ કરાવે છે; જર છતાં એને જોખમનું વિશેષણ એટલાજ માટે આપેલું છે.

બીજો મતલબ એ નીકળે છે કે, વિદ્યામાં કેવી ખુબી રહેલી છે કે, મહાન પંડિતો (ભણેલા) પોતાની અક્કલના પ્રતાપના યોગે કેવાં મહા-ભારત ગુહ્ય મર્મો પારખી શકે છે? જુઓ કે, **वा. रू. घो. ल.** આ ચાર અક્ષર ઉપરથી પેલા ચંદ્રશર્મા બ્રાહ્મણના ઘાતકી છોકરા વામદેવની સવિસ્તર હકિકત કહી દેખાડી એ સર્વ વિદ્યાનોજ પ્રતાપ છે, માટે વિદ્યાનો સંગ્રહ કરવામાં લાભ છે પરંતુ હાની નથી.

ઉપરનો શ્લોક નિચે દર્શાવ્યો છે.

**वामदेवेनमित्रेण, रूपदेववनान्तरे ।**
**घोरनिद्रांतरेप्राप्ते, लक्षलोभेनमारीते ॥ २१८ ॥**

ભાવાર્થ—વામદેવે પોતાના મિત્ર રૂપદેવને વનનેવિષે ઘોર નિદ્રામાં સુતેલો તે વખતે લાખ રૂપૈયાના લોભને વાસ્તે મારી નાખ્યો.

---

## વિશ્વાસઘાત વિષેની વાત.

કોઈ એક સમયે ભોજરાજા પોતાની એકાંત કચેરીમાં બેઠેલો છે તે સમયે શોકાગ્ર વૃત્તિથી કાલિદાસના દોષનું સ્મરણ કરી મન સાથે વિચાર કરવા લાગ્યો કે, અરે! એ મારી આમન્યા (આજ્ઞા) પણ બ-રોબર પાળતો નથી અને હંમેશ વેશ્યાથી લંપટ રહે છે, તેમજ મારી પ્રાણવલ્લભાની તસવીર આબેહુબ ચીતારી દર્સાવેલી, તેથી એ મહા દુરાચરણી છે; આવાં અનેક છિદ્રોનું નિમિત્ત કાહાડી એને મારી નંખાવવા સારૂ મારાઓને બોલાવવા તેડુ મોકલ્યું. મારાઓ ભોજરાજાની પાસે આવી બે હાથ જોડી વંદન કરી ઉભા રહ્યા; તે વખતે રાજાએ ચંડાળોને હુકમ કર્યો કે, તમો કાલિદાસને અઘોર નિર્જન અર-ણ્યમાં લઈ જઈ ઠાર મારી નાખી એનાં બે ચક્ષુ (નિશાનીમાં) મને દેખાડી જાઓ. આ કામ આજને આજ રાત્રીની વખતે તાબડતોબ કરવું, એ રીતે કહી તેમને રજા આપી. પછી સીપાઈએ કાલિદાસને તેના ઘરમાંથી બોલાવી પેલા મારાઓના હસ્તકમાં રજુ કીધો. પછી

તેને અઘોર અરણ્યમા લઈ જઈ પેલા ચંડાલોએ ઉભો રાખ્યો અને કહ્યું કે, મહારાજ ! હવે તમો તમારા ઈષ્ટદેવનું સ્મરણ કરો. કેમકે, ભોજરાજાએ તમોને મારી નાખવાસારૂ અમારે સ્વાધીન કરયા છે. માટે અમો તમને મારી નાખી શું. આ પ્રકારનાં વચનો શ્રવણ કરી મહાન પંડિત મનમાં સમજી ગયો કે, આ પુન્ય કરતાં પાપ નડ્યું છે. (લીલાવતીની તસવીર ચિતરી આપી એની તૃષા દૂર કરયાનાં આ ફળ) પણ ખેર, તેની ફિકર નથી, ઈશ્વર સત્યનો બેલી છેજ. એમ વિચારી મોટા ધૈર્યથી તે મારાઓને કહે છે. હે ભાઈઓ ! તમો મને મારશો તેની ચિંતા મને તો નથી, પણ તમારી ચિંતા બહુ થાય છે. શાથી કે, રાજાને સાંન હોતી નથી માત્ર કાનજ હોય છે, તેથી ઘણી વખતે કેટલાક રાજાઓ દીર્ઘ દ્દષ્ટિ પોંહોચાડયા શિવાય એકાએક સાહસ ભરેલાં કામો કરે છે જેથી તેમને આખરે પશ્ચાત્તાપ ખમવો પડે છે. તેમ ભોજરાજાએ પણ આ વખત વગર વિચાર્યું અને ક્રોધના આવેશમાં, તથા કોઈની ઉશ્કેરણીથી, આ કામ કરવા તમોને મોકલ્યા છે માટે મને આજ મારશો, ને કાલે તમોને કહેશેકે કાલિદાસને લાવો, તો તમે શો ઉત્તર આપશો ? માટે તુરત તમોને મારી નાખશે. વાસ્તે તેમ ન કરો વળી હું જીવતો હોઈશ તો તમોને હજારો રૂપૈઆ આપી તમારા કુટૂંબનું સંરક્ષણ કરીશ. એમ કહી પોતાના હાથની આંગળીમાં પેહેરેલી હજાર રૂપૈયાની અંગુઠી બક્ષીસ કરી. આહા ! (જર ચહાય સો કર) લક્ષ્મીમાં શું ખુબી રહેલી છે. પછી તેમણે કાલિદાસને કહ્યું કે, અમો તમારો બચાવ કરીએ અને કદાપિ કોઈ પ્રસંગે તમો ગામમાં આવી ચઢયા અને રાજાના જોવામાં અથવા જાણવામાં આવ્યા તો લાગલા અમોને મારી નાખે માટે તમો દૂર પ્રદેશ નીકળી જાઓ. પછી કાલિદાસે મારાઓને તે વિષેનું અભય વચન આપ્યું. એટલે તેમણે એક મૃગને મારી તેનાં નેત્ર કહાડી લઈજઈ રાજાને દેખાડયાં. એટલે ભોજરાજા થંડો પડ્યો અને વાત શાન્ત રહી.

હવે કાલિદાસ પંડિત પોતાનો વેષ બદલી કેટલાએક મહિના સુધી પ્રદેશમાં ફરયો. પછી પોતાના મનમાં વિચાર કરયો કે, જો મારી

આખી જીંદગી આ પ્રમાણે પ્રદેશમાં કહાડીશ તો મારા માથાનું કલંક કદી ઉતરશે નહીં. માટે મારૂં નિર્દોષપણું કોઇ પ્રસંગે એને મારી અગત્ય પડશે, અને પેલા મારાઓથી મારા બચાવવિષેની વાકેફગારી મેળવી મારી શોધ કહાડશે, ત્યારે મારી ચતુરાઇના બળથી જણાઇ આવશે; આ ઠરાવ કરી પોતે છુપો ધારાનગરીમા આવીને એક લાખી નામની નવી આવી રહેલી ગુણકાને ઘેર દાસીનો વેષ ધારણ કરી ચાકરી રહ્યો.

થોડા એક દિવસમાં તેણે પોતાના ગુણના પ્રતાપથી લાખી ગુણકાનું સર્વ મન આકર્ષણ કરી લીધું તેથી તેને દાસીની પેઠે નહી ગણતાં પેટની પુત્રીની માફક વધારે પ્યાર દેખાડવા લાગી. પછી એક દિવસે તેને વચનથી બાંધી લઇ પોતાની હકિકત ખુલ્લી કીધી કે, હે લાખી ! હું સ્ત્રી નથી પરંતુ પુરૂષ છઊં; મારૂં નામ કાલિદાસ. આ નગરના ભોજરાજાના ઘરનો એક માનીતો પંડિત છું, પરંતુ રાજાએ કોઇની શિખવણીથી મને મારી નંખાવવા સારૂ મારાઓના સ્વાધીનમાં કીધેલો ત્યાંહાંથી મારી ચતુરાઇના બળે મારા પ્રાણનું રક્ષણ કરી તારી પાસે દાસીને વેષે આવી રહેલો છું. માટે તારાથી મારૂં જો રક્ષણ થાય તો રાખજે, જો ઇશ્વરની કૃપાથી રાજાને મારી ગરજ પડી તો તે વખતે તારૂં પણ દારિદ્ર મારે લીધે દૂર થશે. આ રીતનું તે (કાલિદાસ) દાસીનું વર્તમાન સાંભળીને તેને પેટની દીકરીની માફક રક્ષણ કરવાને અંતઃકરણથી વચન આપ્યું. આ પ્રકારે નિરભ્રાંતપણાથી કાલિદાસ લાખી ગુણકાની પુત્રી થઇને તેના ઘરમાં દિવસ ગુજારવા લાગ્યો.

પછી રાજા ભોજ એક દિવસ શિકારને સારૂ વનમાં નિકળી પડ્યો હતો તે આખા વનમાં રખડ્યો પણ સાંજસુધી શિકાર હાથ લાગ્યો નહીં. અને સાંજ પડી ગઇ, પછી પોતાના ઘોડાને વનમાં છુટો મૂકી રાતની રાત એક વડના ઝાડ ઉપર ચઢીને બેઠો. ત્યાં ઊંચેના ડાળ ઉપર એક વાંદરાને બેઠેલો જોયો. બન્નેની દૃષ્ટિ એક થતાં વાંદરાએ રાજાને પોતાની પાસે બોલાવ્યો; અને વાતચીત કરવા લાગ્યા. રાજા જાનવરની બોલી સમજતો હતો એટલે એને ગમ્મત પણ પડી. પછી અરસ્પરસ વાતો કરતાં વાંદરાએ રાજાને કહ્યું કે હે

રાજન્ ! આ ગંભીર વૃક્ષઉપર હું ઘણાં વર્ષ થયાં રહુંછું. દિવસને વિષે અરણ્યમાં ફરી નાના પ્રકારનાં અમૃતસમ ફળ ખાઈ પેટ ભરૂં છું અને સુખશાન્તિથી દિવસ નિર્ગમન કરૂં છઊં, પરંતુ થોડા દિવસથી એક મહા સંકટમાં આવી પડ્યો છું. તે એ કે, નિત્યપ્રત્યે રાત્રની વખતે આ ભયાનક વનમાંથી એક મોટો મદોન્મત્ત નવહથો વાઘ આ વડના વૃક્ષ નીચે આવી મને મારવા સારૂ રોજ મોટી મોટી તલપો ભરી મને પકડવાનું કરે છે પરંતુ હું છેક આ વૃક્ષના શિખર ઉપર રહું છું તેથી એનો દાવ ફાવતો નથી. એને આવવાનો હવે વખત થવા આવ્યો છે. આવા ભયથી નચીંતયથી નિદ્રા પણ લેવાઈ શકાતી નથી અને આખી રાત્ર ઉજાગરા ભોગવવા પડે છે. પરંતુ આજે તમો સત્પુરૂષનાં દર્શન થવાથી મોટો લાભ થયો. અર્ધી રાત્ર તમો ઊંઘશો તેટલો વખત તમારી રક્ષા હું કરીશ, અને પછી હું ઊંઘવા માંડુ એટલે મારી રક્ષા તમો કરજો. કેમ ભાઈ ઠીક કે નહી ? રાજાએ વાંદરાનું બોલવું કબુલ રાખ્યું; અને પ્રથમ રાજાને નિદ્રા લેવાને ફરમાવ્યું. એટલે વાંદરાના ખોળામાં મસ્તક મેલી રાજા ઊંઘી ગયો; પછી રાત્ર પોહોર જતાં તલપો મારતો અને ખરાડા પાડતો કૃતાંત કાળસરખો વાઘ વૃક્ષની નીચે આવી ઉભો રહ્યો અને ઊંચી દૃષ્ટિ કરી તો એક પુરૂષના મસ્તકને પોતાના ખોળામાં લઈ વાંદરાને બેઠેલો જોયો. કે વાઘ વાંદરાને કેહેવા લાગ્યો કે હે વાંદરા ! જે પુરૂષને તું પડખામાં સુવાડી બેઠેલો છું તે પુરૂષને તું નિચે ઢોળી પાડે તો હું મારા જઠરાગ્નીને શાંત કરી મારી ભૂખ મટાડું. ત્યારે વાંદરાએ કહ્યું કે હે મૂર્ખ ! મેં એને વિશ્વાસ આપ્યો છે માટે એને હું જો તુને સાંપું તો વિશ્વાસ ઘાત થાય અને અઘોર પાતક મારે ભોગવવાં પડે માટે તું તારે માર્ગે જા. વાઘે શિકાર મેળવવા સારૂં ઘણો બોધ કરચો પણ વાંદરાએ માન્યો નહીં પછી નિરાશ થઈ બેઠો. કેટલીકવારે એનો વારો પૂરો થયો એટલે રાજાને ઉઠાડી જાગૃત કરચો અને કહેવા લાગ્યો કે, હે રાજેન્દ્ર ! સાવધપણાથી ચોકી કરજો. જુઓ પેલો નિચે વાઘ બેઠેલો છે, એ ઘણે પ્રકારે મને નાખી દેવા સારૂ તમને કહેશે, તેમ તમોને તલપો મારી

પકડવાને પણ ઉદ્યોગ અતિશય કરશે પરંતુ જો જો, મને ફેંકી દેશો નહી, અને વિશ્વાસ ઘાત કરશો નહીં; આ પ્રકારે સમજાવી રાજા તરફનો દિલાસો સાંભળી પોતાની પુંછડીની ઝાડની ડાળીને ચૂડ ભરાવી રાજાના ખોળામાં મસ્તક મુકીને વાંદરો નિદ્રાવશ થયો. એટલે વાઘે રાજાને કહેવા માંડ્યું કે, હે પુરૂષ ! એ વાંદરાને નિચે નાખી દે, નહીં તો જરૂર તુને હું મારી નાખીશ. એમ કહી મોટી મોટી ઊંચી ફાળો ભરવા માંડી. રાજાએ જાણ્યું કે ખચીત હમણાં ઝાડના ડાળને પકડી ઉપર આવી મને જરૂર મારી નાખશે માટે લાવને આ પીડા કહાડું; આમ વિચાર કરી વાંદરાને ઊંચકી ફેંકી દેવાને તૈયાર થયો પણ વાંદરાએ પોતાના પુંછડાની ચુડ ડાળી સાથે સખત ભેળવી હતી તેથી ઊંચકી નાખી દેતાં તુરત તે જાગી ઉઠ્યો અને બોલ્યો, હે રાજા ! તું અધર્મ કરીશ નહીં, મારૂં રક્ષણ કર; વિશ્વાસ આપેલો છતાં નાખી દેઈશ તો મોટો અપરાધી થઈશ, પણ તેણે ન માનતાં વાંદરાને નીચે નાખી દીધો કે, તુર્ત તાકી રહેલા વાઘે પડતાંજ પોતાના મોંઢામાં પકડી લીધો; એટલે વાંદરો ખડખડ હસવા લાગ્યો. આ અચંબો જોઈ વાઘ વાંદરાને પુછવા લાગ્યો કે, હે વાંદરા ! તું કાળના મોંઢામાં તો આવી ચઢ્યો છે; એ ઠેકાણે દલગિરી ઉત્પન્ન થવી જોઈએ છતાં તુને હસવું આવ્યું એનું કારણ શું ? ત્યારે વાંદરાએ કહ્યું કે હે ભાઈ ! એ કહેવામાં માલ નથી, તારે જે કરવાનું હોય તે સુખે કર; વધારે વાત હવે પુછવાની કાંઇ જરૂર નથી. જેમ જેમ વાંદરાનું માર્મિક બોલવું થતું ગયું તેમ તેમ વાઘ વધારે ભ્રમિત થવાથી પુછવા લાગ્યો, ત્યારે વાંદરાએ કહ્યું કે, જો તારે વાત સાંભળવી હોય તો મને તેં દાંતમાં જોરથી પકડ્યો છે તે જરા છુટો કરે તો મારાથી તુને વાત કરી શકાય. પછી વાઘે વાંદરાને છૂટો કર્યો; કે તુર્ત તલપ મારી વૃક્ષ ઉપર જઈને બેઠો અને રૂદન કરવા લાગ્યો. તે વખતે વાઘે વાંદરાને પુછ્યું કેઃ—

**दंष्ट्राभिर्गृहितस्त्वंच, कथंहससिवानर ? ।**
**वटशाखाऽवलम्बेन, कथंरोदिषिहेकपे ? ॥ ११९ ॥**

ભાવાર્થ—હે વાંદરા ! જ્યારે તુને મારી દાઢમાં પકડ્યો હતો ત્યારે તું કેમ હસતો હતો અને હવે તું વટ વૃક્ષની ડાળ ઉપર નીરભ્રાંતપણે બેઠો છું છતાં રૂવે છે એનું કારણ શું તે મને કહે. ત્યારે વાંદરો બોલ્યો.

**अज्ञानांचकुलेजातान्, प्रीतिंकुर्वंतियेनराः ।**
**रोदिम्येतान्नरान्सिंह, आत्मानंनैवरोदिमि ॥ २२० ॥**

ભાવાર્થ—હે વનેન્દ્ર ! જે મનુષ્યો અજ્ઞાનીના કુળમાં ઉત્પન્ન થએલા માણસની પ્રીતિ કરે છે તેને માટે રૂદન કરૂ છું પણ મારા આત્માને સારૂ કરતો નથી.

વળી તું જો કે હું તારા મુખમાં આવ્યાથી મૃત્યુ શિવાય મને બીજો ભય નહોતો પરંતુ તુજસરખા મહા બળિષ્ટ કાળનો ગર્વ ઉતારવાસારૂં હાસ્યરૂપ મેં ચરિત્ર કરેલું, કે જેથી તારા મનમાં ભ્રાંતી ઉત્પન્ન થાય અને મને પુછવાને નિમિત્તે છુટો કરે તો ભાગવાનો ઉપાય સુજે; પછી તેપ્રમાણે છુટો કર્યો, કે તુરત તલપ મારી ઝાડપર બેસી નિર્ભય થયો પરંતુ આ મનુષ્યનું મેં રક્ષણ કર્યું હતું તે છતાં તેણે મને વિશ્વાસઘાત કરી તું કાળના મોઢામાં ફેંકી દીધો તેથી એ ઘાતકી પુરૂષને શાપ લાગશે. એ શોકથી મને રૂદન આવે છે, આટલું બોલી વાંદરો મુગો રહ્યો અને સવાર થયું તેથી પેલો વાઘ અરણ્યમાં જતો રહ્યો.

સવારનો પોહોર થવાથી ભોજરાજાની વાચા બંધ થઈ ગઈ, અને માત્ર '**विसेमेरा**' એટલુંજ ભાષણ થઈ શકે, તે બકતો બકતો ગામ તરફ ચાલ્યો. રાત્રીએ ઘોડાને અરણ્યમાં સાજ સુદ્ધાં છુટો મુકી દીધેલો તેથી ચાલ્યો ચાલ્યો ઘેર ગયો, ત્યાંહા તેને સ્વાર (રાજા) વિનાનો એકલો જોઈ રાજમહેલમાં ગરબડ ચાલી રહી હતીજ, કે રાજાને શું થયું. તેથી ચિંતાતુર ચારે દિશાએ માણસોને રાજાની શોધને સારૂ દોડાવેલા, તેમાંના કેટલાક માણસોએ રાજાને દૂરથી આવતાં જોયો. તો છેક નિસ્તેજ સરખો અને બહાવરો બની ગએલો માલુમ પડ્યો, પછી પાસે આવ્યો ત્યારે પેલા માણસોએ પુછ્યું કે મહારાજ ! મોંડી રાત્રે સાજ સુદ્ધાં આપનો ઘોડો એકલો આપને

મૂકીને શી રીતે આવ્યો ? રાજા બોલ્યો 'विसेमेरा' ફરીથી પુછ્યું શું તમોને પાડી નાખ્યા અને તોફાન કરીને નાસી ગયો કે કેમ ? ત્યારે રાજા બોલ્યો. 'विसेमेरा' આ પ્રમાણે ઘણા ઘણા સવાલો પુછ્યા પણ 'विसेमेरा' શિવાય બીજો ઉચ્ચારજ ન કરે. પછી શોધવા આવેલા મનુષ્યોયે વિચાર કર્યો કે રાજા દીવાનો થઈ ગયો, તેથી સાચવીને તેને મહેલમાં લાવી પ્રધાન આગળ સોપ્યો. રાણીઓ તથા કારભારીઓ તથા સર્વે પ્રજા રાજાને કુશળ દેખી પ્રસન્ન થયા. પછી પ્રધાને તથા અંતઃપુરમા રાણીઓએ રાજાની સાથે કેટલીક વાતચીત કરી પણ તે સઘળી વ્યર્થ. ફક્ત 'विसेमेरा' શિવાય બીજું ભાષણજ નહીં પછી સર્વને ખાત્રી થઈ કે રાજા દીવાનો થઈ ગયો. પછી હજારો મંત્ર શાસ્ત્રી તથા હજારો જ્યોતષિઓ, વૈદ્ય લોકો તથા ગારૂડીયો બોલાવી બોલાવી ઉપાયો કરવા માંડ્યા, પરંતુ કોઈના ઉપાય લાગુ પડ્યા નહી. પછી બુદ્ધિસાગરે પેલા મારાઓ, કે જે કાલિદાસને મારી નાખવાને ગએલા તેઓને એકાંતમા બોલાવ્યા અને ઘણીજ યુક્તિથી એમને તાપ નહીં દેતાં કલાવીને પુછ્યું કે, હે ભાઈઓ ! આપણો રાજા, કે જે સર્વે પ્રજાનો પાલનહાર તે, આદશામાં આવી પડ્યો છે એને સારો કરવાને લાખો ઉપાય કરચા પણ કાંઈ ટેકી લાગી નહી. માટે જો આ વખતે કાલિદાસ પંડિત હોય તો ખચીત તે રાજાને સારો કરી શકે. તેથી તમોને એટલુંજ પુછવાનું કે તમો એને મારી નાખવા લઈ ગયા હતા તે પ્રસંગે દયા થકી જો તમોએ એનો બચાવ કરી છોડી દીધો હોય તો આ પ્રસંગે તમારૂં પણ દારીદ્ર જાય અને એની શોધ કરાવી બોલાવીએ તો રાજા પણ સારો થશે. વળી તમારાપર રાજા પ્રજાની તથા અમારી સંપૂર્ણ કૃપા થશે, માટે જેવું બન્યું હોય તેવું વૃત્તાંત કહી ઘો; જેથી તમારા સર્વે ગુન્હા બક્ષીસ કરવામાં આવશે.

આ રીતનું બુદ્ધિસાગર પંડિતનું વાસ્તવિક વૃતાંત સાંભળી સત્ય વાર્તા કહી દીધી કે, અમોને ચહાય મારો કિંવા તારો પણ આ તમારૂં રાજાઉપર બ્રહ્મસંકટ આવી પડેલું વૃત્તાંત સાંભળી કહીએ છીએ કે,

અમોએ એને જીવતદાન આપ્યું છે તેથી પાંચ દસ અથવા પચીસ કોસમા એ નર, કળા પાડીને (વેષ બદલીને) રહેલો હોવો જોઈએ. બારાઓના મુખની જુબાનીથી (કેહેવત યાદ આવી કે, દોહ્યલા દિવસ કાલે વામશે, જીવતો નરભદ્રા પામશે) તેને શોધી કહાડવા ભરવાડને ઘેરથી હજારો બકરાં મંગાવી દરબારમાં ભેગાં કીધાં.

પછી ઘેરઘેર અમુક અમુક વજન કરાવી એક એક બકરૂ બંધાવી દીધું અને કહ્યું કે, આ બકરૂં તમને સોંપવામાં આવ્યું છે તેને "નહી ભૂખ્યો તેમ નહી જમેલો, નહીં તડકે તેમ નહીં છાંયડે, અને નહી પુરૂષ તેમ નહી સ્ત્રી એવું મનુષ્ય સાંપેલા વજન પ્રમાણે અમુક દિવસે તે બકરાને દરબારમાં સોંપી જાય."

ઘેરે ઘેર મનુષ્યોના દીલમા ચીંતા પેઠી. કોઈ વજનમાં વધી જશે એ ભયથી થોડું ખવરાવે, અને કોઈ ઘટી જવાના ડરથી વધારે ખવરાવે, આમ સર્વે પોતપોતાની બુદ્ધિને અનુસારે બકરાને સાચવતા હતા. હવે જે નવી આવી રહેલી ગુણકાના ઘરમાં પુત્રીને વેષે કાલિદાસ રહેલો હતો તેણે બકરાને યોગ્ય ખોરાક ખવરાવી એક વાઘનું બચ્ચું પાળ્યું હતું તેની પાસે જરા વાર બાંધી મુકે તેથી હર્ષ અને શોક તે બકરાને સમાન રખાવતાં તેથી એના વજનમાં ફેરફાર નહી થતાં તેટલું વજન કાયમ રહ્યું હતું.

આ પ્રમાણે આખા નગરમાં ગડબડ ચાલી રહી. અને એક બીજામાં અન્યોઅન્ય પુછપરછ કરયા કરે કે આમ કરવાનું શું કારણ હશે ? સર્વેજનો કોઈ કાંઈ ને કોઈ કાંઈ પોતાની બુદ્ધિ પ્રમાણે જવાબ દે પણ પક્કો મકસદ જડે નહી. એમ કરતાં મુકરર દિવસ આવી પહોંચ્યો. તે દિવસે બુદ્ધિસાગર તથા બીજા કારભારી અને પંડિતો સભા ભરીને બેઠા છે ત્યાં ઘેરે ઘેરથી સોંપેલાં બકરાં પોહોંચાડવાને આવવા લાગ્યા. જેમ જેમ આવતા જાય તેમ તેમ સઘળાં બકરાં ભરવાડને પાછાં સોંપી દીધાં પણ કોઈની કાંઈ પડપુછ કરી નહીં. એટલામાં એક વિચિત્ર મનુષ્ય સ્ત્રીનો વેષ ધારણ કરેલો પણ મર્દાની ચેહેરાનો પોતાની સાડીના છેડાના ખોળામાં શેર બે એક જુવારની

ધાણીનાં ફૂલડાં ભરેલાં તે ફાકતો ફાકતો (ખાતો ખાતો) માથાઉપર લોખંડના પત્રાનો એક મોટો છિદ્ર (કાણાં અથવા છેદ) વાળો ચાળણો છત્રીની માફક ઓઢી (ઊંધો પાડી) ને બકરાને દોરીને દૂરથી આવતો તમામ કચેરી મંડળના તથા રસ્તે જતા આવતા ગૃહસ્થોના દેખવામાં આવ્યો. કે બુદ્ધિસાગરના કાન ઠણક્યા (ચેતી ગયો) અને આ કોઈ પુરૂષાર્થવાળો પુરૂષ છે, એ નર પોતે તો કાલિદાસ નથીજ પરંતુ એનાથી આપણાને કાલિદાસનો પત્તો લાગશે; જેથી આપણા મનનો મનોરથ પૂર્ણ થશે. આવો નિશ્ચય (કોઈ પણ મનુષ્યને ભેદ નહી બતલાવતાં) પોતાના મનમાં કર્યો. એટલામાં દરબારમાં આવી પ્રધાન આદિ સર્વ અમલદારોને સલામ કરી પેલું બકરૂં રજુ કર્યું (અગાઉ આવી ગએલાં કોઈ બકરાંનું તોલ કે વજન કરવામાં આવ્યું નહોતું કારણ કે કારીગીરી કર્યા વગર સરખું વજન રહેજ નહી) એટલે તેનું તોલ કરાવ્યું તો કહેલા તોલ બરોબર વજન ઉતર્યું. તેથી તે માણસને પોતાની પાસે બેસારી બુદ્ધિસાગરે તેને સવાલો પુછ્યા કેઃ—

સ.—તારા ખોળામાં શું ભર્યું છે? જ.—જુવારની ધાણી,

સ.—ફાકતો ફાકતો કેમ આવતો હતો? જ.—(આપના હુકમને તાબે થવા) આપે ઠરાવ કર્યો હતો કે, નહી ભૂખ્યો તેમ નહી ધરાયલો (પેટ ભરી જમેલો) એવો મનુષ્ય બકરૂં પોંહોંચાડવા આવે તેથી આ ધાણી ફાકયાથી ધરાયલો પણ નથી તેમ ભૂખ્યો પણ નથી. (સંદેહ રહે તો કોઈને પુછી જુઓ.)

સ.—માથા ઉપર આવડો મોટો ચાલણો કેમ ઊંધો પાડ્યો હતો?

જ.—આપે કહેલું કે, તડકામાં પણ નહીં તેમ છાંયડામાં પણ નહી માટે મેં માથે ચારણો ઊંધો પાડ્યો હતો? તમો તપાસ કરશો તો એનો છાંયડો પણ ના કહેવાય તેમ તડકો (તાપ) પણ ના કહેવાય.

સ.—તું જાતનો કોણ છું? અને આવા વિચિત્ર વેષથી કેમ આવ્યો?

જ.—(સરકારના હુકમને માન આપવું જોઈએ) હું જાતે તો પુરૂષ

છઊં, તથાપિ આપનો એવો ઠરાવ હતો કે, બકરૂં પોહોંચાડવાને પુરૂષ પણ ના આવે તેમ સ્ત્રી પણ ના આવે માટે મારે વ્હંદલ (ઈઝડો) ને વેષે આપની પાસે આવવું પડ્યું.

સ.—હજારો બકરાં ઘેરે ઘેર બંધાવેલાં તે સરખા વજનમાં નહીં ઉતરતાં તારૂં બકરૂં સરખા વજનમાં ઉતર્યું તેનું કારણ શું?

જ.—અમો બકરાને સારી રીતે ખવરાવી પીવરાવી તૃપ્ત રાખતા, પછી થોડી વાર એને વાઘના બચ્ચા પાસે બાંધી રાખતા તેથી જેટલું ખાધેલું તેટલું ભયથી બળી જતું. એટલે એને હર્ષ અને શોક બન્નો સરખાં હતાં તેથી વજનમાં ફેરફાર થયો નથી.

સ.—તું કોના ઘરનો માણસ અને શો ધંધો કરે છે?

જં.—સુમારે આઠ દસ મહિનાથી આપના ગામમાં એક લાખી નામની નવી ગુણકા રહેવા આવી છે તેના ઘરનો હું તબલચી છું અને ચાર માસથી આવ્યો છું.

સ.—આ હિકમત તેં તારી અક્કલથી શોધી કહાડી કે કોઈની શિખવણીથી તે સાચે સાચું કહે.

જ.—મારી અક્કલથી પણ બોલતાં બોલતાં મોંઢા ઉપર પાણીના મોતીયા વછુટવા લાગ્યા. (આ વખતે પરસેવો છુટચો એ ચિન્હ ભયની નિશાનીનાં છે).

આ ઉપરથી પ્રધાન તુરત ચેતી ગયો કે, આ મનુષ્યને જે ઘેરથી મોકલ્યો છે તેનાજ ઘરમાં કાલિદાસ નિશ્ચે રહેલો હોવો જોઈએ કેમકે નેવુ હજાર ઘરની વસ્તી માંહેના કોઈ પણ નરને આ હિકમત નહી જડી તો આ ત્રણ કોંડીનો મનુષ્ય, આવી અપાર બુદ્ધિ ચલાવી અહીંયાં આવ્યો માટે એને પોપટના જેવું કામ જેટલું શિખવીને મોકલ્યો છે પરંતુ ચતુર નર એના ઘરમાં છે. પછી એને દમ દેઈ પુછ્યું કે, તને આ હિકમત કોણે શિખવી? તે ખરે ખરૂં બોલ નહીં તો તુને શિક્ષા કરવામાં આવશે. આ ભય ભરેલાં પ્રધાનનાં વાક્યો પેલા તબલચીને હૃદયમાં બરછીની પેઠે વાગ્યાં. તેથી ત્રાસ પામી કંપાયમાન

શરીરથી કહેવા લાગ્યો કે, અન્નદાતાર! મારી શેઠાણી પાસે મારા આ- વતા પહેલાં એક બે માસ અગાઉ એક ભર જુવાન સ્ત્રી આવેલી છે, તેને પોતાની પેટની પુત્રી પ્રમાણે રાખે છે અને તેના હુકમ પ્રમાણે તે તથા અમો તાબેદારી બજાવીએ છીએ. એ બાઈને હું ચાર પાંચ માસથી આવ્યો છું અને એના ઘરમાં રાત્ર દિવસ પડ્યો રહું છઊં છતાં એ કાળી છે કે ગોરી, તે મે દીઠી નથી. તે પોતાના હાથનું રાંધેલું જમે છે અને કોઈને મોઢું નહી દેખાડતાં પડદામાં રહે છે પણ મારી શેઠાણી એને પુછીને પાણી પીએ છે. એવો એ બન્નોને પ્રીતિનો પાસ બંધાયલો છે, આ હકિકત આપને સાચે સાચી કહી દીધી પછી તેને વિદાય કરચો.

હવે લાખીને ઘેરથી બકરૂ વિદાય કરચા પછી પેલા માણસને આ- વતાં વિલંબ થયો સમજીને પાછળથી છુપા જાસુદો તપાસ કરવા મો- કલેલા તેમણે આ માણસ સપડાયાના સમાચાર કહેલા, તે ઉપરથી ગુણ- કાને સમજાવી રાખ્યું હતું કે, આપણે ઘેર કોઈ રાજાના ઘરનાં મનુષ્યો અથવા પ્રધાન નવતર મનુષ્ય (મને) જોવાને બહાને આવે તો કહેજો કે મારી એક ધર્મની પુત્રી છે તે વ્રત કરે છે તેથી પડદેપોસ રહે છે માટે એનાં દર્શન થવાં તમોને દુર્લભ છે. પરંતુ તમારે જે કાંઈ કામ હોય તે કહો, મારી પુત્રી બનતી રીતે પાર પાડશે. એટલું કહેવાથી વધારે હઠ નહી કરતાં રાજા ભોજ ઘેલો બનીગયાની હકિકત કહેશે એટલે તમો જવાબ દેજો કે, એને લઈને અહીં આવજો; એનું ઘેલાપણું મટાડી દઈ અસલની હાલતમાં લાવી મુકશે. આ પ્રમાણે તમામ હકિકત શિખવી રાખી.

બીજા દિવસનું પ્રભાત થયું એટલે બુદ્ધિસાગર પ્રધાન તથા બીજા કેટલાએક કારભારી અને સીપાઈ જમાદાર વિગેરે પાંચ પચ્ચીસ મા- ણસોનું માદળુ (ટોળું) તે લાખી ગુણકાને ઘેર આવી ઘરને ઘેરી લીધું; એટલામાં ઘરનાં મનુષ્યોએ લાખીને ચેતવણી આપી કે, તુરત પોતે બહાર આવી પ્રધાન આદિ સર્વ મંડળનું સારી રીતે સન્માન કર્યું. અને આવવાનું કારણ પુછ્યું. ત્યારે પ્રધાને કહ્યું કે, તારે ઘેર થોડા

મહિનાથી નવતર મનુષ્ય કોણ આવ્યું છે? ત્યારે ગુણકાએ જવાબ દીધો કે આપના તરફ બકરૂં પોંહોંચાડવાને જે મનુષ્ય કાલે આવ્યું હતું તે નવું છે, એ શિવાય તો ઘરમાં હું અને એક મારી ધરમની દીકરી (પુત્રી કરી રાખેલી) બેજણાં છૈયે, અને આ બીજી સર્વે દાસીઓ છે. ત્યારે પ્રધાને કહ્યું કે તારી ધર્મની પુત્રી કયાંહાં છે તે અમને દેખાડ! એ તને શી રીતે અને કયાંથી મળી આવી? તેમ ધરમની દીકરી શા ગુણે કરી? ગુણકાએ જવાબ દીધો. હે દીવાનજી! એ પણ આશરે છ સાત મહિનાપર મારે અહિંયાં ચાકરીને સારૂ આવેલી તે મેં એને રાખી હતી પરંતુ એણે એના સદ્ગુણ, પવિત્રતા, અને અપાર બુદ્ધિના બળેકરી અમારૂં મન આકર્ષણ કરી લીધું; તેથી એને દાસી નહી ગણતાં પેટની પુત્રી પ્રમાણે રાખું છું. એ આવી છે તે દિવસથી એ પવિત્રતા પાળી પોતાના હાથથી રાંધેલું જમે છે, અને વ્રત આચરી એકાંતમાં રહે છે; અને પરપુરૂષને મુખાવલોકન કરાવતીજ નથી માટે આપની પાસે એ આવી શકશે નહીં. તથાપિ આપને જે કામ હોય તે ફરમાવો. ઈશ્વર કૃપાથી અને એના વ્રતના પ્રતાપથી તમારૂં કાર્ય સફળ કરી આપશે. ત્યારે પ્રધાને વિચાર્યું કે આપણે ગાયનું કામ નથી માત્ર દૂધનું કામ છે. અર્થાત્ રાજાને સારૂ થયું તો પછી એની વાત તો વળી આગળ થઈ પડશે, એમ નિશ્ચય કરી ભોજરાજાની હાલત વિષેની સવિસ્તર વર્તણુક અથથી ઈતિ સુધી માંડીને કહી સંભળાવી. એ વાત પડદામાંહેથી તે ધરમની પુત્રીએ તથા ગુણકાએ સાંભળી લીધી પછી પ્રધાનને કહ્યું કે, તમે આવતી કાલે રાજાને અહિંયા લૈ આવજો મારી પુત્રી સારૂ કરશે.

ભોજરાજા, પ્રધાનમંડળ તથા કારભારી વિગેરે પોતાને ઘેર આવશે તેથી લાખી ગુણકાએ પોતાના ઘરને નાહાના પ્રકારના કાચ તકતા તથા હાંડી ઝુમ્મરોથી શણગાર આપી ઈન્દ્રપુરી સરખું બનાવી દીધું. બેસવાને સારૂ સુંદર ગાલીચા તથા મખમલ અને કીનખાબની સુંદર ગાદી તથા તકીઆ બીછાવી દીધાં. સુગંધીદાર અતર અને ગુલાબ જળ છંટાવ્યાં. સુવાસિક બેઠકો, વળી અનેક પ્રકારના સુ-

ગંધીદાર ફૂલના તોરાઓ, તથા પાન, સોપારી, લવીંગ અને એલાયચી વગેરેના સુંદર ચકચકીત ચાંદીના ખુમચા ભરાવી સર્વે તરેહની સગવડ કરી રાખી.

બીજે દિવસે ભોજરાજાને લઈ બુદ્ધિસાગર પોતાની સાથે થોડાં માણસો રાખી લાખીગુણકાને ઘેર ગયા. ત્યાં તેમનો સારી રીતે સત્કાર કરી યોગ્ય આસનોપર બેસાડ્યા. ત્યારબાદ પડદાની અંદર તે લાખી ગુણકાની પુત્રી આવીને બેઠી. રાજાને બેસવાને સુંદર સિંહાસન લાવી રાખ્યું હતું તેનાપર બેસાર્યો. પછી પડદામાંથી તે છોકરીએ કેટલાક સવાલો પુછ્યા પણ **'विसेमेरा'** શિવાય બીજો જવાબ આપ્યો નહી. પછી તે છોકરી પ્રધાનપ્રત્યે બોલી કે:—

હે પ્રધાન! પ્રથમ આ ઉપરના ચાર અક્ષરનો ખુલાસો કરૂ છઊં તે તમો સર્વ ગૃહસ્થો શ્રવણ કરો.

**'वि'** એ અક્ષર ઉપરથી એનાથી કોઈને વિશ્વાસઘાત થયો છે તેનો એને શાપ લાગ્યો છે.

**'से'** એ અક્ષર ઉપરથી એટલું સમજવાનું છે કે સેતુબંધ આદિ તીર્થો કરવાથી બીજાં પાપ મુક્ત થાય છે પણ આ વિશ્વાસઘાતનું પાપ મુક્ત થતું નથી.

**'मे'** આ અક્ષર ઉપરથી એટલુ સમજવાનું છે કે મોટા મેરૂ સરખા પર્વતો અને મોટા મોટા સમુદ્રો કરતાં પણ વિશ્વાસઘાતરૂપ પાપનો ભાર પૃથ્વીને વિશેષ છે.

**'रा'** એ અક્ષર ઉપરથી એવો અર્થ નિકળે છે કે, જો રાજા હજારો ગાયોનું દાન અથવા પંડિતોનું સન્માન કરશે તો આ પાપથી મુક્ત થશે માટે ગાયોનાં દાન કરવાં શરૂ કરો અને પંડિત બ્રાહ્મણોને દાન આપો.

આ રીતે ખુલાસો કરી દરેક અક્ષર ઉપર એક એક શ્લોક કહી સંભળાવ્યો:—

**विश्वासप्रतिबन्धानां, येचविश्वासघातकाः ॥**
**तेनरानरकेयान्ति, यावच्चंद्रदिवाकरौ ॥ २२१ ॥**

